# સતી સાવિત્રી ચરિત્ર.


પ્રકાશક:

બુલાખીરામ રણછોડ પંડ્યા.

મુ. ડાકોર.

કિંમત રૂ. ૦-૮-૦.    પાકું પુઠું રૂ. ૦-૧૨-૦.

ॐ तत्सत् परमात्मन् ॥

# સતી સાવિત્રી ચરિત્ર.

મહર્ષિ વેદવ્યાસ પ્રણીત

**મહાભારતના આધારે લખેલું**

**ગદ્યપદ્યાત્મક આખ્યાન.**


લેખક અને પ્રકાશક,

**બુલાખીરામ રણછોડ પંડયા.**

ડાકોર.


**गीति.**

जीवति जीवति नाथे मृतेमृता या मुदायुता मुदिते ।
सहजस्नेहरसाला कुलवंता केन तुल्या स्यात् ॥ १ ॥

**ભાવાર્થ (ગીતિ.)**

જીવતી પતિના જીવને, મરતાં મરતી ખુશીં પતિ તે ખુશીંમાં;
સહજ સ્નેહ રસભીની, સતિને કોની મુકાય તુલનામાં. ૧




આવૃતિ ૧ લી. પ્રત ૬૦૦.

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯

કિંમત રૂ. ૦-૮-૦. પાકું પુઠું રૂ. ૦-૧૨-૦.

## આ પુસ્તકના લેખકનાં રચેલાં અન્ય પુસ્તકો.

---

| | | |
|---|---|---|
| ૧ આધુનિક અંધશ્રદ્ધા ( કાવ્ય )... | ... કિંમત | રૂ. ૦–૦–૬ |
| ૨ શ્રીમન્માધવતીર્થ સ્વામીનો કૈલાસવાસ ... | ,, | અમુલ્ય* |
| ૩ કુલિનની કન્યા. ( પૂર્વાર્ધ ) ... | ... ,, | ૦–૪–૦ |
| ૪ સતી સાવિત્રી ચરિત્ર ( ગરબો )... | ... ,, | ૦–૧–૦ |
| ૫ નળદેવ નાટક... ... ... | ... હજી | છપાયું નથી. |
| ૬ મેઘદૂત કાવ્ય ( સમશ્લોકી ) ... | ... ,, | ,, |
| ૭ કમનસીબ કમળા ( કાવ્ય ) ... | ... | છપાય છે. |

---

* અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું,
પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.



શેઠ રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાનાં
સ્વર્ગસ્થ ધર્મ-પત્નિ, અ. સૌ. ચંચળબા.

B. A. P. WORKS.

॥ ૐ ॥

# અર્પણ પત્રિકા.

## શેઠ રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાનાં
## સ્વર્ગસ્થ ધર્મપત્નિ અ. સૌ. ચંચળ બ્હેન.
## મુ. નડિયાદ.

આપ સદ્‌ગુણ પરાયણ હોઈ ધર્મગ્રંથો અને સ્ત્રીઓનાં સચ્ચરિત્રોનાં પુસ્તકોના શ્રવણ, મનન, અને નિદિધ્યાસનમાં આપનો કાળ વ્યતીત કરતાં હતાં. આપ ડાકોરમાં **શ્રીરણછોડરાયજી મહારાજ**ના દર્શનાર્થે આવી આપના **રંગભુવન** બંગલામાં ઘણો વખત વસેલાં, તે વખતે આ લેખકના મુખેથી **સતી સાવિત્રી** ચરિત્રનું શ્રવણ કરી આપનો અંતરાત્મા પૂર્ણ પ્રસન્ન થયેલો, અને આ પુસ્તક સત્વર પ્રગટ થવામાં આપે પૂર્ણ સહાનુભૂતી દર્શાવેલી. કમનસિબે સદર ચરિત્ર છપાઇ આપના કરકમળમાં અર્પણ કરવા પૂર્વે આપનો **અવિનાશી અંતરાત્મા** આ અસાર સંસારનો ત્યાગ કરી **શ્રીમહાપ્રભુ**ના સાન્નિધ્યમાં બિરાજેલો હોવાથી આપની આંતરભાવના મુજબ છપાયેલું આ **મહાસતી સાવિત્રીનું** ચરિત્ર આપના **અવિનાશી આત્માને** અર્પણ કરી આ પુસ્તક પ્રગટ થયાનું સાર્થક માનું છું.

હું છું
આપના અકાળ સ્વર્ગવાસથી શોકાતુર થયેલો લેખકઃ
બુલાખીરામ રણછોડ પંડયા.

## ॥ गृहस्थाश्रम प्रशंसा ॥

शार्दूलविक्रीडित.

सानन्दं सदनं सुताश्चसुधियः कान्ता न दुर्भाषिणी ।
सन्मित्रं सधनं स्वयोषितिरतिश्चाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानंगृहे ।
साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥१॥

**ભાવાર્થ**:— (શાર્દૂલવિક્રીડિત.)

આનંદી ઘર, બુદ્ધિવંત દીકરા, સુભાષિણી નાર છે,
સન્મિત્રો ધનવાન, દાસ વશમાં, પ્રીતી સ્વપત્નિ વિષે;
પામે માન અતિથિઓ, શિવપૂજા, ખાવા સદા મિષ્ટ છે,
નિત્યે સજ્જન સંગ, ધન્ય જગમાં છે તે ગૃહસ્થાશ્રમે. ૧

---

## ॥ गृहस्थाश्रम दूषणम् ॥

क्रोशन्तः शिशवः सवारिसदनं पङ्कावृतं चाङ्गणं ।
शैया दंशवती च रूक्षमशनं धूमेन पूर्णंगृहम् ॥
भार्या निष्ठुरभाषिणी प्रभुरपि क्रोधेन पूर्णः सदा ।
स्नानं शीतलवारिणा हि सततं धिग्धिग्गृहस्थाश्रमः ॥ १ ॥

**ભાવાર્થ**:— (શાર્દૂલવિક્રીડિત.)

રોતાં બાળક, હેજ પૂર્ણ ઘરમાં, પંકે ભર્યું આંગણું,
શૈયા માંકણ પૂર્ણ, લૂખું જમવું, ને ગેહ ધૂમે ભર્યું;
ભાર્યા વેણ કઠોર નિત્ય વદતી, ને શેઠ ક્રોધી દિસે,
ના'વા શીતળ પાણી નિત્ય, જગમાં છે ધિક્ ગૃહસ્થાશ્રમે. ૧

# પ્રસ્તાવના.

આદર્શ પતિવ્રતા સાવિત્રીનું અલૌકિક ચરિત્ર **શ્રી મહાભારતમાં મહર્ષિ વેદવ્યાસે** ગાયેલું છે, ત્હેને આધારે ગદ્યપદ્યાત્મક **સાવિત્રી** ચરિત્ર યથામતિ **ગુર્જરગિરામાં** આલેખવાનો આ પ્રયત્ન કરવામાં આવ્યો છે. બોધ રૂપી અમૃતથી ભરેલાં આવાં આવાં અનેક ચરિત્રો **શ્રી મહાભારતમાં** ગુંથેલાં હોવાથી તે મહા ગ્રંથ અમૃતના સિંધુની પેઠે જ્ઞાનના પિપાસાવાળા જનોની તૃષા તૃપ્ત કરવા અદ્યાપિ પર્યન્ત અદ્વિતીય બની વિશ્વમાં વિલસે છે.

**મહા સતી સાવિત્રીનું** ચરિત્ર એટલું તો લોકપ્રિય થઈ પડેલું છે કે, ત્હેની વસ્તુને આધારે આ દેશમાં હાલ બોલાતી તમામ ભાષાઓના સાહિત્યમાં ત્હેનું અવતરણ કરવામાં આવ્યું હોય એ સ્વાભાવિક છે. આપણી ગુજરાતી ભાષામાં પણ તે ચરિત્રને આધારે નાટકો લખવામાં આવ્યાં છે; અને તે રંગભૂમિ ઉપર ભજવવામાં આવતાં હોવાથી આબાળવૃદ્ધ સર્વને આનંદની સાથે ઉચ્ચ બોધ અર્પણ કરે છે. છતાં પણ આ પવિત્ર ચરિત્ર ઘરઘર આનંદપૂર્વક ગવાય, અને વિશેષે કરીને સ્ત્રી વર્ગના અંતઃકરણમાં પાતિવ્રતની ન ભૂસાય ત્હેવી ઉંડી છાપ પાડે એજ આ નૂતન પ્રયાસનો હેતુ છે.

રમણીય વસ્તુનું ફરી ફરીને અવલોકન કરતાં જેમ ત્હેમાં ક્ષણે ક્ષણે નવિનતા જણાય છે, તેમ આ રમણીય ચરિત્ર જેમ જેમ વધારે ગવાય તેમ તેમ ત્હેમાં વિશેષ સૌન્દર્ય ખીલી નીકળે છે. અને આપણી પવિત્ર ભારત ભૂમિમાં પ્રાચીન સમયમાં કેવાં કેવાં સ્ત્રી રત્નો ઉત્પન્ન થયેલાં છે, અને તેઓએ પોતાના આત્મબળથી કેવાં કેવાં અદ્ભુત અને અલૌકિક પરાક્રમો કરેલાં છે ત્હેનું આપણને જ્ઞાન થાય છે. અને પ્રાચીન સ્થિતિની સાથે આજની સ્થિતિની સરખામણી કરતાં આપણે અત્યારે કેટલા પછાત પડી ગયેલા છીએ તે આપણાથી યથાર્થ સમજી શકાય છે.

આ ચરિત્રના પ્રસંગોનું અવલોકન કરતાં ગમે ત્હેવા સંકટના સમયમાં માણસને ધીરજ ધરવાનું શિક્ષણ મળે છે. નિરાશાના સમયમાં આશાને જન્મ આપે છે. સતી સાવિત્રી રાજબાળા હોવા છતાં રાજ્ય

વૈભવ વિહીન સત્પતિ સત્યવાનને પસંદ કરી રાજ્ય વૈભવોને કેવી રીતે તિલાંજલી આપે છે. ઉપર ઉપરથી સ્પૃહણીય જણાતા વૈભવશાળી જીવનમાંથી અરણ્યના કઠોર જીવનમાં કેવા ઉત્સાહ અને કેવી શ્રદ્ધાથી પ્રવેશ કરે છે. ઐશ્વર્યના કરતાં સદ્‌ગુણનો કેવો પ્રબળ પક્ષપાત કરે છે. માતા પિતાના અનન્ય સેવક પોતાના પતિને માથેથી કર્તવ્યનો બોજો ઉપાડી લેઈ, ત્હેને રાજ્યલક્ષ્મીના સંતાપ મિશ્રિત સુખ અને આનંદના કરતાં સાચા સુખ અને આનંદનો કેવો મધુર લ્હાવો આપે છે. પતિના ટુંકા જીવિતની વાત પોતે જાણતી હોવા છતાં કુટુંબને સંતાપમાં નહિ નાખવાની ખાતર એ રહસ્ય પોતે કેવી હિમ્મતથી છેવટની ઘડીસુધી ગુપ્ત રાખે છે. પોતાના પ્રાણ સંકટના પ્રસંગમાં કરૂણાસિંધુ પરમાત્માની કૃપા સંપાદન કરવા અન્ન, જળ, નિદ્રાના ત્યાગપૂર્વક કેટલું ઉગ્ર "ત્રિરાત્રવ્રત" ધારણ કરે છે. અને છેલ્લી અવધીને દિવસે કેવા અલૌકિક આત્મબળથી પોતાના મ્લાન અવયવોને કાબુમાં રાખી છાયાની માફક પતિની પાછળ અરણ્યમાં જાય છે. અને ત્યાં આગળ પોતાના **પાતિવ્રતના** મહાન બળથી પતિના પ્રાણ લેવા આવેલા સાક્ષાત **યમરાજાને** પણ ખાલી હાથે પાછા જવાની ફરજ પાડે છે. એટલુંજ નહિ પરંતુ જેનું નામ સાંભળતાં અખિલ વિશ્વ કંપે છે, એવા **યમરાયની** સમક્ષ અથાગ ધૈર્ય રાખી પોતાની મધુર વાણીથી ત્હેમને પ્રસન્ન કરી મનવાંચ્છિત વરદાનો પોતે પ્રાપ્ત કરી શકે છે.

આવા આવા પ્રસંગોનો બોધામૃત પ્રવાહ વાંચકના અંતઃકરણને જો એક વખત ભીંજાવે તો પછી તે કદી સુકાઇ શકે તેમ નથી. **યમરાયને** પ્રસન્ન કરવા માટે **સતી સાવિત્રીએ** જે વચન પ્રવાહ વહાવ્યો છે. ત્હેનું સૌન્દર્ય દરેક ભાષાના સાહિત્યને શોભાવે ત્હેવું છે.

યથાર્થ ધર્મનું પરિપાલન કરવામાં સહન કરવાં પડતાં મહાન સંકટોને **વીરપુરૂષો** અને **વીરાંગનાઓ** પોતાને માથે ખુશીથી કેવી રીતે વ્હોરી લેછે, અને ગમે ત્હેવા આપત્કાળમાં પણ પરમાત્માના ઉપર અચળ વિશ્વાસ રાખી, ત્હેની કૃપા સંપાદન કરી અંતે અનંત સુખના ભાગી કેવી રીતે થવાયછે. ત્હેની **કુંચી** આવાં ચરિત્રોમાં રહેલી છે. જેથી આવાં ચરિત્રોના વાંચન અને મનનથી **સ્વધર્મ** તથા ઇશ્વરના અનુગ્રહ વિષે મનુષ્યની શ્રદ્ધા દૃઢ થાય છે.

મ્હારા તરફથી આજ સુધીમાં કેટલાંક ટુંકા ટુંકા કાવ્યો બહાર

પાડવામાં આવેલાં છે, પરંતુ ગદ્ય પદ્યાત્મક પુસ્તક લખવાનો આ પહેલોજ પ્રસંગ છે, એટલે ત્હેમાં અનેક ખામીઓ હોય એ સ્વાભાવિક છે. પરંતુ **હંસવૃત્તિ**ના સજ્જનો માત્ર સાર રૂપ દૂધનેજ ગ્રહણ કરી દોષ રૂપ જળનો ત્યાગ કરશે.

પરમાત્માના અવતાર **મહર્ષિ વેદવ્યાસ**ના લેખની છાયા રૂપે આ પ્રાકૃત લેખ હોવાથી ત્હેમાં નૈસર્ગિક કવિત્વનો દાવો કરવાનો અવકાશ નથી. સંસ્કૃત ભાષાના જ્ઞાનને અભાવે ભાષા તથા શબ્દોની મધુરતા મ્હારા લેખોમાં ન્યૂન જણાયા છતાં પણ અગાઉ છપાવેલાં કેટલાંક કાવ્યોને સારગ્રાહી વાંચક વર્ગે જે ઉત્તેજન આપવા કૃપા કરી છે તેથી, તથા હિતેચ્છુ સ્નેહી જનોએ કરેલા આગ્રહને આધીન થઈ સાક્ષર ભૂમિ **નડિયાદના** નિવાસી **શ્રીમાન શેઠ રણછોડલાલ ભોગીલાલ ગોળવાળાની** મદદથી આ લેખ છપાવી પ્રસિદ્ધ કરી વાંચક વર્ગના કર કમળમાં અર્પણ કરી શકયો છું. **શ્રીમાન શેઠ** મ્હારા લેખો પ્રગટ થવામાં વખતો વખત અમુલ્ય સહાય કરે છે, તે બદલ ત્હેમના પ્રતિ હું કૃતજ્ઞતાની ઉંડી લાગણી પ્રદર્શિત કરૂં છું.

સદર પુસ્તકનો કવિતાનો ભાગ પૂર્ણ કર્યા બાદ ત્હેમાં ઘટતો સુધારો વધારો કરવામાં, તથા ગદ્ય લખવામાં મ્હને અપૂર્વ સ્હાય કરનાર મ્હારા શુભ ચિંતક વિદ્વાન મિત્ર **શ્રીમાન ગિરિજાશંકર દેવશંકર ભટ્ટ બી. એ.** નો હું જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. કારણ તેઓ પોતે ઘણા વ્યવસાયી હોવા છતાં પણ મ્હને કવિતા કરવામાં દરેક પ્રકારની સહાય આપવા ઉપરાંત **મહાકવિ કાલીદાસાદિ** પ્રાચીન કવિવરોના **કાવ્યામૃત**નો અખૂટ ઝરો પોતાના મુખદ્વારા મ્હારા કર્ણ પ્રદેશમાં વહેવરાવે છે, એટલુંજ નહિ પરંતુ તે કાવ્યોમાંથી રસવાળા ભાગનું શુદ્ધ ગુજરાતી ભાષાન્તર કરી હું **સમશ્લોકી** ગુજરાતી કવિતા કરી શકું તેટલી સુગમતા કરી આપે છે. તે ઉપકારનો બદલો વાળવાનું મ્હારી પાસે કોઈ પણ સાધન નહિ હોવાથી આ મ્હારા લઘુ પુસ્તકમાં તેઓનું નામ જોડી આ લેખની સમાપ્તિ કરૂં છું.

ડંકપુર-શ્રી કૃષ્ણજયન્તી
ભ્રગુવાર સંવત ૧૯૭૫.

બુલાખીરામ રણછોડ પંડયા.

# સ્ત્રીઓને શિખામણ.



## ગરબી.*

મ્હારી ગુણિયલ બ્હેની ધર્મ સદા સંભાળિયેરે,
ઉત્તમ સદ્દગુણરૂપ આભૂષણ અંગે ધારિયેરે. ટેક.
સ્વપ્ને પણ પરનરની સાથે, હાસ્યવિનોદ ન કરિયે વાતે:
સૌ સંઘાતે વિનય વચન ઉચ્ચારિયેરે. મ્હારી૦ ૧

રૂપ ગુણનું અભિમાન ન ધરિયે,
દુર્જન સંગ સદા પરહરિયે,
સજ્જનની શીખામણ અંતર ધારિયેરે. મ્હારી૦ ૨

ઉંચ સ્વરે ઉચ્ચાર ન કરિયે, અધર્મ પંથે પાય ન ધરિયે:
સદ્દવર્તનથી માતપિતા શોભાવિયેરે. મ્હારી૦ ૩

સુખ દુઃખ સરખાં મનમાં ગણિયે, રાગદ્વેષ કદી નવ કરિયે:
બ્હેની નિશ દિન આનંદે દિન ગાળિયેરે. મ્હારી૦ ૪

પ્રેમે પતિવ્રત પાલન કરિયે, સતિનો ધર્મ સદા આચરિયે:
પતિ પરમેશ્વર માની સેવા સાધિયેરે. મ્હારી૦ ૫



---

*રાગદેશ સ્ત્રીઓને નવરાત્રીના જાબામાં ( કામણ દિસે છે અલબેલા ત્હારી આંખમાંરે. ) એ રાગથી ગાઇ શકાશે.



॥ तत्सत् परमात्मने नमः ॥

# સતિ સાવિત્રી ચરિત્ર.

## મંગળા ચરણ.

### હરિગીત.

જે એક અવિનાશી ચરાચર, વિશ્વમાં વ્યાપી રહ્યા,
રવિ ચંદ્ર તારા માંહિ જે, જયોતીરૂપ ભાસી રહ્યા;
ગાયે નિરંતર ગાન જેનાં, સુર અસુર નર કિન્નરો,
તે ॐ **તત્સત્બ્રહ્મ** પરમાનંદ સૌ મંગળ કરો. ૧

જગન્નિયન્તા **શ્રીહરિની અનિવાર્ય** મહામાયાના પરિબળથી એક ક્ષણ માત્ર (અલ્પમાં પણ અલ્પ) આયુષ્યવાળા પ્રાણીથી તે **બ્રહ્મદેવ** પર્યંત સમગ્ર જીવોની જીવન પ્રવૃત્તીનો માત્ર એકજ ઉદેશ ! એકજ લક્ષ બીંદુ ! જોવામાં **આવે છે. એ** ઉત્તીષ્ઠ વસ્તુ મેળવવાને માટે પ્રાણી માત્ર પોતાનું **સર્વસ્વ અર્પણ** કરવા તૈયાર થાય છે. પોતાનાં કર્માનુસાર મળેલા સાધનો દ્વારા તે ઇષ્ટ વસ્તુની શોધમાં અહો રાત્ર મંથન કરવા જતાં, હજારોમાં તો શું, પરંતુ લાખોમાં પણ એકાદ જીવ તેને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઈ શકે છે. જન્મ, જરા, વિપત્તિ, અને મરણની ઘટમાળમાં ભ્રમણ કરી અસંખ્ય જીવો કેવળ નિરર્થક જીવન વ્યતિત કરી રહ્યા છે. મહાત્મા **ભર્તૃહરિ** કહે છે કેઃ—

### શ્લોક.

**आदित्यस्य गतागतै रहरहः संक्षीयते जीवितं,**
**व्यापारै र्बहु कार्यभार गुरुभिः कालोन विज्ञायते ॥**

**दृष्ट्वा जन्मजरा विपत्ति मरणं त्रासश्चनो पद्यते**
**पीत्वा मोहमयीं प्रमाद मदिरा मून्मत्त भूतं जगत् ॥१॥**

મદિરાથી મસ્ત બનેલા મનુષ્યની સ્થિતી સારાસાર વિચારશુન્ય હોય છે. જ્યારે લૌકિક મદિરાની કેફ આવી છે, તો પછી કેવળ મોહમયી પ્રમાદ રૂપી મદિરા પીને મસ્ત બનેલા જગતના જંતુઓની શી વાત કરવી ? લૌકિક મદિરાની નીશા તો અમુક સમયની અવધી પર્યન્ત પાંચ સાત કલાક સુધી રહે છે, પરંતુ આ મોહમયી પ્રમાદ મદિરા તો ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતી અનેક જન્મ પર્યંત કાયમ રહેનારી છે. વિષયોરૂપી કંટક વૃક્ષોથી છવાઇ રહેલા અને અનાત્મ વસ્તુઓ રૂપી ભયાનક વ્યાઘ્રાદિ પશુઓથી આક્રાન્ત આ સંસાર રૂપી અરણ્યમાં પથિકને દિગમોહ ઉત્પન્ન કરી, માર્ગ ભુલાવનારી આ પ્રમાદરૂપી મદિરાનો મદ ઉતારી શકે એવું ઔષધ આપણા સમર્થ પુર્વજો ( રૂષિ મુનિઓ) એ અનેક દારૂણ કષ્ટો સહન કરી, અતિ કઠિણ તપશ્ચર્યાથી પરમાત્માને પ્રસન્ન કરી મેળવી રાખેલું છે. તેના ખજાનારૂપી વેદ, શાસ્ત્ર, પુરાણો અને ઇતિહાસો દ્વારા જ્ઞાન સંપાદન કરવાથી એ પ્રમાદરૂપી મદિરાનો મદ ઉતરી શકે છે. પરંતુ આપણને તે ઉપાયની શોધ કરવા જેટલી ફુરસદ મળી શકતી નથી, એજ માયાનું પ્રબળ આવરણ છે. તે માયાના આવરણને પ્રબળ પુરૂષાર્થવડે ભેદીને જોઈ શકશો તો દિવ્ય વિભૂતીથી વિભુષિત તમારા પૂર્વજોનાં ચરિત્રાનું અવલોકન કરશો, અને તમો જોઈ શકશો કે, તે શાસ્ત્રોમાં રાજા પ્રજાનાં ધર્મ, સ્વદેશ ધર્મ, પતિ પત્નિના ધર્મ, પિતા પુત્રના ધર્મ, અને સર્વ વર્ણાશ્રમના ધર્મો સવિસ્તર વર્ણવેલા છે. તેમાં વર્ણન કરેલા ધર્મો પ્રમાણે વર્તન કરશો તો સંસારનો ગમે તેવો વિકટ માર્ગ હશે, તો સુગમ થઈ જતાં વાર નહી લાગે; અને જીંદગી રૂપી અમુલ્ય નૌકાને ભવસાગરનાં પ્રચંડ મોજાંથી બચાવી મોક્ષ રૂપ બંદરે સહેલાઈથી હંકારી જવાની શકતી તમો પ્રાપ્ત કરી શકશો.

મહાપુરૂષોનાં ચારિત્રાનું શ્રવણ કરો, તેનું વારંવાર મનન કરો, અને પોતાની જીવન પ્રવૃત્તિમાં તેમનાં ઉત્તમ ચરિત્રોને આદર્શરૂપ રાખી નિરંતર તદાકાર જીવન બનાવો એજ કલ્યાણનો માર્ગ છે.

**મહાસતિ સાવિત્રીનું** ચરિત્ર આપણને તેજ વસ્તુનું ભાન કરાવે છે. પોતે **અલૌકિક** આત્મશક્તિ સંપાદન કરી પોતાના સ્વામીના અલ્પ

આયુષ્યને દિર્ઘાયુ કરાવ્યું, અને પોતાના આપ્ત જનોને અનંત સુખ સાગરના તરંગોમાં ઝીલાવી, આ જગતમાં અમરપદ પ્રાપ્ત કર્યું, એ અપૂર્વ ચરિત્ર **શ્રીમન્મહાભારતના** વનપર્વમાં **શ્રીમદ્ વેદવ્યાસ ભગવાને** વર્ણવેલું છે; તેમાંથી યતકિંચિત આજે આપણે આપણા શ્રવણદ્વારમાં ઉતારી જગન્નિયન્તાની અપૂર્વ વિભુતી, કે જે અવર્ણનીય અલૌકિકતાથી ભરપૂર છે તેનું યથામતિ ગાન કરીશું.

## પુર્વરંગ (આશાવરી)

વંદનીય વિભુ વિમળ વિભૂતી, અદ્ભુત અતિ ત્હારી. ટેક.

તૃણનો મેરૂ મેરૂનું તરણું, અકળ કળા ધારી,
જળ ત્યાં સ્થળ વળી શુષ્ક રણોમાં જળ ગરજે ભારી, વિભુતી. ૧

વિષનું અમૃત કરે પલકમાં, અમૃત વિષ કારી,
દાવાનળ શીતળ હિમ સરખો, હિમ નાંખે બાળી. વિભુતી. ૨

ક્ષણમાં સરજે જગત ક્ષણિકમાં લય કરતો ભારી,
ભુવન ચતુર્દશ પંચમહાભૂત તવ આજ્ઞા ધારી. વિભુતી. ૩

લીલા આવી અકળિત જગના નાથની નિહાળી,
થાકી પ્રભુને ચરણ વિરમતી, વિકળ મતી મ્હારી. વિભુતી. ૪



# સતિ સાવિત્રી ચરિત્ર પ્રારંભ.

### મરાઠી સાખી.

મદ્ર દેશનો મહિપતિ રૂડો, **અશ્વપતિ** કહેવાયે,
સત્યવંત દાનેશ્વરી મ્હોટો, દયા અતિ દીલ માંહે;
પાળે સર્વ પ્રજા, પુત્ર સમાન ગણીજ સદા પાળે. ૧

### ગીતી.

ધર્મ નિયમ અતિ પાળે, સર્વ પ્રકારે સુશીલ એ સ્વામી
વૃદ્ધ છતાં નહિ સંતતી, તેથી નિશદિન મન ધરતા ગ્લાની. ૨

મદ્ર દેશના **અશ્વપતિ** રાજા ઘણા ધર્માત્મા હતા. સદા સત્ય વચન બોલતા હતા, અને પ્રજાને પુત્ર તુલ્ય ગણી ત્હેનું પરિપાલન કરતા હતા. સદા સર્વદા પ્રજાના કલ્યાણને માટે તૈયાર રહેતા હતા. ભગવાન સૂર્યનારાયણના પ્રગટ થવાથી અંધકારનો નાશ થાય, તે પ્રમાણે તેમના રાજ્યમાં દુષ્ટ, દુરાચારી અને અધર્મથી ચાલનારા નિશાચરોનો કેવળ નાશ થઇ ગયેલો હતો, અને વિદ્યા, કળા, વિજ્ઞાનરૂપી પદ્મોનો વિકાશ થયો હતો. વાયુ જેમ વૃક્ષને નમાવે તેમ પોતાના પરાક્રમ વડે સર્વ નૃપતિ મંડળને તેમણે નમાવ્યું હતું, અને ગ્રહોમાં ચંદ્ર શોભે તેમ તે સર્વ ભુપાળોમાં શોભતા હતા.

સત્યશીલ **અશ્વપતિ** રાજા વૃદ્ધ થયા છતાં કાંઇ સંતતી નહોતી. પોતે જ્ઞાની હતા, તથાપિ સારૂં સંતાન ન હોવાથી મનમાં ખેદ કરતા કે. હે પ્રભો હવે મ્હારા વંશની અવધી આવી રહી. હું કેવો ભાગ્યહીણ છું કે મ્હારા પછી વંશનો છેદ થશે.

પોતે અપુત્ર હોવા છતાં પણ હાલના લોકોની માફક મીથ્યા અને સ્વાર્થમય આકાંક્ષા રાખતા નહોતા. તેઓ એવી સંતતીની ઇચ્છા કરતા હતા કેઃ—

### શ્લોક.

**एकनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना**
**वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥२॥**

આખા વનમાં એક પણ સુવાસ વાળું વૃક્ષ હોય તો તે આખા વનમાં સુવાસ ફેલાવે છે; તે પ્રમાણે એક પણ સુપુત્ર હોય તો તેથી આખું કુળ કીર્તિનાં સુગંધથી સુવાસિત થાય છે.

## હરિગીત.

નભને સુહાવે ચંદ્રમા દિન એક જયારે પૂર્ણિમા,
સત્પુત્ર દીપક રત્નનો નિજ વંશ દિપાવે સદા,
માતા પિતા સંતુષ્ટ કરતો મન વચન ને કર્મથી,
તે પુનરકથી તારનારો પુત્ર જન્મે પૂણ્યથી. ૪

સદ્ધર્મધારી **અશ્વપતિ** રાજા આવી સંતતીની ઇચ્છા કરતા હતા તે કુળને અધોગતિએ પહોંચાડનાર અથવા પોતાના કુકૃત્યથી કુટુંબમાં કલેશ ઉત્પન્ન કરનાર પુત્રને ઇચ્છતા નહોતા. આજે તો ઘણે ભાગે એવી સંતતી ઉત્પન્ન થાય છે કે:—

## હરિગીત.

સ્વચ્છંદ ઉચ્છૃંખલ કુટિલ કુળને કલંક લગાડતા,
પિતુ માતને નિજ ભ્રાત ભગિની સાથ દાવા માંડતા;
જયમ વાંસ ઘર્ષણથી બળે ને અન્ય તરૂને બાળતા,
ત્યમ દુષ્ટ સંતતી પાપવન્હિ જવાળથી કુળ બાળતા. ૫

ધર્મ ઉપર અચળ શ્રદ્ધા રાખનાર અશ્વપતિ રાજાએ સત્સંતતી પામવા ને અર્થે ધર્મ કર્મમાં તત્પર રહીને, સતપુરૂષો અને ગુરૂઓના વચન ઉપર અચળ શ્રદ્ધા રાખીને વિધી સહિત અનેક ધર્મકાર્યો કર્યા.

## નારાચવૃત્ત.

કર્યાં અપાર દાન પૂર્ણ્ય યજ્ઞ હોમ આદર્યા,
યથા વિધિ ઉપાય સર્વ પુત્ર પામવા કર્યા;
તથાપિ વંશ વૃદ્ધિ હેતુ ચિન્હ કાંઇ ના દિસે,
બલીષ્ટ દૈવની ગતિ નરેશ ઉરમાં વસે. ૬

અનેક પ્રકારનાં દાન પૂણ્ય અને યજ્ઞ યાગાદિથી પણ રાજાની પુત્ર પ્રાપ્તિની ઇચ્છા સફળ થઈ નહિ; પરંતુ આખરે એક ઉપાય સફળ થયો.

### મરાઠી સાખી.

**સાવિત્રી દેવીનું** કીધું અનુષ્ઠાન તે રાયે,
સવાલક્ષ મંત્રે આહુતી આપી અગ્નિ માંહે;
ત્યાં કુંડ થકી, તેજ પુંજ દેવી પ્રકટી, ત્યાં કુંડથકી. ૭

રાજાની શ્રદ્ધાયુક્ત યજ્ઞ વિધિથી અને મંત્રોની ચમત્કાર શક્તિથી મંત્રની સાક્ષાત અધિષ્ઠાત્રી દેવી પ્રગટ થયાં. ભલે! નાસ્તિક લોકો મંત્ર તંત્રાદિ ક્રીયાને વ્હેમ ગણી હસી કાઢે. અવસ્ય જેનું જેને જ્ઞાન નથી, તે તે વાતને હસે, તેથી તેમને દોષિત ગણવા ઉચિત નથી. કારણ હાલમાં જે મંત્રના જાપ કરવામાં આવે છે, તે કેવળ યજમાનના જાપ કરનાર બ્રહ્મદેવના બાહ્યોપચારનોજ દંભ છે. અંતઃકરણમાં અનેક પ્રકારના કુતર્કો ચાલતા હોય, અને હાથમાં માળાઓના મણકા એકની પાછળ એક મુકાતા હોય, યજમાન પણ ધર્મવિધિની ક્રીયા કરતા, હોય પરંતુ અંતઃકરણમાં અનેક પ્રકારના વ્યવહારિક તરંગો ઉદ્ભવતા હોય, આ પ્રમાણે જયારે બન્નેનાં અંતઃકરણો મલિન વૃત્તિઓવાળાં હોય, તો પછી યજ્ઞોની અને મંત્રોની ક્રીયાઓનાં ફળ કેવી રીતે મળી શકે? તે વખતના બ્રાહ્મણો અંતઃકરણ પૂર્વક યથાર્થ જાપ કરી, તેનું ફળ યજમાનને આપતા હતા. અને તેથીજ મંત્રોની સિદ્ધિ પ્રત્યક્ષ થતી હતી. અસ્તુ.

યજ્ઞકુંડમાંથી પ્રકટ થયેલાં **દેવી સાવિત્રી** રાજા પ્રતિ બોલ્યાં કેઃ—

### ગીતી.

માગ્ય માગ્ય વર રાજા, તવ ભક્તિ વશ આજ થઇ છું હું:
પૂર્ણ પ્રસન્ન કરી ત્હેં, મનવાંચ્છિત વસ્તુ માગી લે તું. ૮

દેવીને પ્રગટ થયેલાં જોઇ પોતાનું અહોભાગ્ય માનતા તે નરેન્દ્રે દેવીના સ્વરૂપમાં તદાકાર વૃત્તિ સ્થાપી પ્રેમ પુલકિત અંતઃકરણપૂર્વક દેવીનું સ્તવન કરવા માંડયું.

### શાર્દૂલવિક્રીડિત.

વંદુ દેવિ દયાળ જગત જનુની, શાન્તિ કૃપા સાગરી,
લાવો દાસ પરે દયા ભગવતી, સૌ દુઃખ નાખો દળી;
ઇચ્છા પૂર્ણ કરો ધરો કર શિરે, શક્તિ શિવા ભૈરવી,
દીપાવે કુળ દાસનું જગતમાં, એવી ચહુ સંતતી. ૯

રાજાની અખંડ શ્રદ્ધાથી પ્રગટ થયેલાં સાવિત્રી દેવીએ રાજાને આશિર્વાદાત્મક અમૃતમય વાણી વડે કહ્યું કેઃ—

## વસંતતિલકા વૃત્ત.

હે રાય મંગળ સદા તુજ કાર્ય થાશે,
પુત્રી અલૌકિક થતાં સહુ કષ્ટ જાશે;
એ પૂણ્યના બળ થકી સુરને નમાવે,
ત્હારૂ અને શ્વસુરનું કુળ એ દિપાવે. ૧૦

આ પ્રમાણે પોતાની આરાધના કરનાર વૃદ્ધ રાજાને વરદાન આપી દેવી ત્યાંથી અંતર્ધ્યાન થયાં, અને તે દિવસથી રાજારાણીના અંતરમાં સંતતીની આશાનાં અંકુર ઉદ્ભવવા લાગ્યાં. ખરેખર! દેવ દેવીઓ અને સત્ પુરૂષોનાં વચનો મીથ્યા થતાંજ નથી. શ્રદ્ધાળુ રાજાને શ્રદ્ધાનું ફળ મળ્યુંઃ—

## ગીતી.

ગર્ભ રહ્યો રાણીને, શુકલ શશિ સમ વૃદ્ધિ તે પામ્યો;
પૂર્ણ માસ દશ થાતાં, ચંદ્રવદન કન્યાનો જન્મ થયો. ૧૧

## મરાઠી સાખી.

મુર્તિમની કમળા સમ કન્યા, રતિ સરખી રૂપવંતી,
સાવિત્રી દેવીને નામે નામ ધર્યું સાવિત્રી,
હસતી રમતી, માતપિતા મન મોદ અતી—હસતી૦ ૧૨

પરમેશ્વરે સોનાને સુગંધ આપી નથી, કસ્તુરીને કરૂપ બનાવી છે, શીતળ કિર્ણોથી જગતને શાન્તિ આપનાર ચંદ્રને કલંકિત બનાવ્યો છે. રત્નાકર સાગરને ખારો કર્યો છે. એ રીતે દરેક વસ્તુમાં કાંઈ પણ ન્યુનતા જેવામાં આવે છે. પરંતુ આ કન્યા રત્ન બનાવવામાં બ્રહ્મદેવ પોતાના એ નિયમનું ભાન ભુલ્યા હોય, તેમ સાવિત્રી બાળપણથીજ દરેક રીતે ઉત્તમતાની પ્રતિમા રૂપ મનોહર અંગવાળી અને સકળ ગુણ સંપન્ન જણાવા લાગી.

## ત્રોટક વૃત્ત.

નિત માત પિતા ચરણે નમતી, સખિ સંગ ઉમંગ થકી રમતી,
મૃદુ દેહ લવંગલતા સરખી, રૂપ રાશી અનુપમ એ દિસતી;

મૃગલોચની ચંદ્રપ્રભા મુખની, કલહંસ સમી અતિ રમ્યગતી,
હસિ મંદ મધૂર મુખે વદતી, નિજ ધર્મ વિષે દઢ રાખી મતી. ૧૩

સમયનો પ્રવાહ ચાલ્યો જાય છે, તેમ મનુષ્યની અવસ્થાઓ પણ બદલાય છે. માતાપિતાના લાડ કોડમાં ઊછરતી સાવિત્રી દિનદિને ચંદ્રની કળા પ્રમાણે બાલ્યાવસ્થામાંથી કિશોરાવસ્થામાં, અને કિશોરાવસ્થામાંથી યૌવનાવસ્થામાં પ્રવેશ પામવા યોગ્ય થયેલી છે. યુવાવસ્થા મનુષ્યના અંતઃકરણને અલૌકિક સ્વપ્ન તરંગોના શિખર પર નચાવે છે, ઘડિમાં હસાવે છે, ઘડિમાં રડાવે છે, ઘડિમાં સ્વચ્છંદાચારી બનાવે છે. યુવાવસ્થા રૂપ માતંગને મન રૂપ મ્હાવત વિવેકરૂપ અંકુશવડે વશ ના રાખી શકે તો તે અવસ્થા અતિ અનર્થ ઉત્પન્ન કરે છે. જુવાની, ધન, ઐશ્વર્ય, અને અવિવેકીપણું એ ચાર વસ્તુઓ પૈકી એક એક એક વસ્તુ પણ અનર્થ કરનારી છે; તો કદાચ એ ચારે વસ્તુ એકત્ર થાય તો પછી તે મહા અનર્થકારક નિવડે છે. ધનમદ, શરીરમદ, અને ઐશ્વર્યમદથી મત્ત બનેલા **માનવીઓ** એ અવસ્થા અચળ રહેનાર હોય તેમ માની જગતને તુચ્છ ગણી **સ્વચ્છંદાચારી** બને છે. પણ સંધ્યા સમયના સોનેરી વાદળોની પેઠે એ દશા ક્ષણિકમાં બદલાય છે, તેનું તેઓને ભાન હોતું નથી.

**સાવિત્રીનું** અંતઃકરણ પ્રથમથીજ ઉત્તમ સંસ્કારોથી સંસ્કારિક બનેલું હતું, તેથી કોઈ પણ પ્રકારની વિક્રીયા તેનામાં દાખલ થવા પામી નહોતી. સદ્વર્તનશાળી માતાપિતા અને સુવિચારશિલ સખિઓના સમાગમથી સાવિત્રી સદ્ધર્મને ધારણ કરવામાં, અને યમ નિયમાદિનું પાલન કરવામાં દઢ થયેલી હતી. પુત્રી વિવાહને યોગ્ય થવા આવી છે, એમ જાણી માતાપિતા તેના રૂપ ગુણને લાયક વર શોધવામાં નિમગ્ન થવા લાગ્યાં.

## મરાઠી સાખી.

તરૂણ થતી પુત્રીને દેખી, માત પિતા હરખાયે,
પણ ચિંતા મન નૂતન પ્રકટી, લગ્ન તણી મન માંહે;
વર યોગ્ય મળે, તો કુંવરીનો ભવ સુધરે—વર૦ ૧૪

## હરિગીત.

સાથી સદાનો પ્રેમદાનો કંથ તો કહેવાય છે,
સંસાર પારાવાર જેના સંગથી ઉત્તરાય છે;

છે કંથ ભૂષણ કામિનીનું જે વડે સૌભાગ્ય છે,
સ્વામી મળે ગુણવાન ત્હેનો જન્મ ધન્ય મનાય છે. ૧૫

રાજા **અશ્વપતિ સાવિત્રીને** માટે ગુણવાન અને લાયક વરની શોધ કરતા હતા, પરંતુ તેને તુલ્ય વર દુર્લભ જાણી તેમણે પુત્રીના સૌજન્ય પર આધાર રાખ્યો, અને આજ્ઞા આપી કે,

**ગીતી.**

મુજ મન ઇચ્છા એવી, તુજ મન ગમતો મેળવતું સ્વામી,
ધર્મ વિધિથી અર્પું, ભાગ્યવતી થા ઇચ્છિત વર પામી. ૧૬

રાજા **અશ્વપતિએ** પુત્રી પર વિશ્વાસ રાખી ઈચ્છાવર વરવાની આજ્ઞા આપી, તે ઉપરથી એમ સમજી લેવાનું નથી, કે દરેક સ્ત્રી અથવા પુરૂષને હવે (choice marriage) અર્થાત મન ગમતાં પતિ પત્નિ ખોળી લેવાની છુટ મળી. અલૌકિક બુદ્ધિનો ભંડાર, ગંભિરતા અને ડહાપણનો પારાવાર સાવિત્રી ક્યાં ? અને ક્યાં આજકાલનાં ચંચળ ચિત્ત વૃત્તિવાળાં નરનાર ? હજારો કુચાલોથી ખુવાર થયેલા અને અનેક દુષ્ટ રૂઢિઓના બંધનથી જકડાયલા યુવક અને યુવતીઓ સમાજના બંધનને શિથિલ કરવાના ઉચ્છૃંખલ વિચારોથી chaice Marriage ( ઇચ્છા લગ્ન ) થી પોતે સુખી થવા આકાશ કુસુમવત મનોરાજ્ય ભલે ભોગવે. પરંતુ સમાજના પ્રાચિન ધાર્મિક અને સામાજીક ઉચ્ચ આશયોને અનુસરી સમાજનો સિથિલ થતો પાયો દ્રઢ કર્યા સિવાય સુખી જીવન ઇચ્છવું, એ હલાહલનું પાન કરીને અજર અમર થવાની ઇચ્છા કરવા સમાન છે.

પિતાની ઈચ્છાવર વરવાની આજ્ઞા થવાથી **સાવિત્રીને** શિરે એક ગંભીર-મહાભારત ફરજ આવી પડી. પોતાને યોગ્ય ગુણવાન, રૂપવાન, કુળવાન, શીલવાન, સ્વામી શોધી લેવો એ ખરેખર મહા વિકટ કાર્ય કહેવાય. જો એ જમાનામાં હાલની માફક ન્યુસપેપરનો પ્રચાર હોત તો, એકાદ બે પેપરમાં જાહેર ખબર મુકાવત. કે **"એક આબરૂદાર ખાનદાન કુટુંબની કુવારીકા ભણેલી ગણેલી ખુબસુરત ફેશનેબલને માટે ઉમ્મર ૨૦ થી ૨૫ મુધીનો લાયક વર જોઇએ છીએ. ઉમેદવારોએ પોતાના ફોટા અને લાયકાતનાં સરટીફીકેટ સાથે નીચેને સરનામે અરજ કરવી. પસંદ થયેલા-પાસ થયેલા ઉમેદવારને રૂબરૂ બોલાવી પરિક્ષા લીધા બાદ પસંદ કરવામાં આવશે."**

આહા ? કેટલી સુગમતા ! પરંતુ ચાલુ જમાનામાં વર અગર કન્યા મેળવવા માટે ન્યુસપેપરોદ્વારા જાહેર ખબરો છપાવી વરેલાં પતિ પત્નિમાંથી **સત્યવાન** અને **સાવીત્રી**ના જેવાં શુદ્ધ ચરિત્રવાળાં આર્ય સંસારને દિપાવનાર કેટલાં દંપતી નીકળી આવશે ? **સીતા, તારામતી. દમયન્તી, દ્રૌપદી, અનસુયા.** ગાર્ગી, **મૈત્રેયી** અને **સુકન્યા** વિગેરે સતિઓએ પોતાના ઉત્તમ આત્મબળથી જે જે પરાક્રમો કર્યા છે, તે હાલના કહેવાતા સુધરેલા જમાનાના અને પોતાને સર્વોત્તમ અને બુદ્ધિમાન માનતા મહાશયોના ખ્યાલમાં પણ ઉતરી શકે છે ? તે સમયની પતિવૃતા સતિઓએ પોતાના પતિને પ્રભુ સમાન માની સંસારના વિકટ માર્ગને સરલ બનાવ્યો હતો. ત્યારે આજના જમાનાની સુધરેલી સ્રીઓ પોતાના પતિને એમ પણ કહેતી માલમ પડે છે કે, **"સ્રીઓના હક્કો પુરૂષથી વિશેષ છે, અને સ્રીઓનાં લાલનપાલન કરવાને માટેજ પુરૂષો સરજેલા છે."** અસ્તુ ! એ પણ સમયની બલીહારી !

સતિ **સાવિત્રી** પિતાએ સોંપેલા કાર્ય ( સ્વામી પસંદ કરવા )ને માટે કેવા ઉત્સાહથી નિકળે છે, તે આપણે અવલોકીએ.

**વંશસ્થ.**

પિતાની આજ્ઞા શિરસા સ્વિકારીને,<br>
સિધાર્વી **સાવિત્રી** હરિને સ્મરીને;<br>
ઉત્સાહ શ્રદ્ધા દૃઢ ચિત્ત રાખતી,<br>
સત્કાર્ય સિદ્ધિ સરખી વિરાજતી. ૧૭

**શિખરણી.**

લીધા મંત્રી સાથે, હય રથ પદાતિ અનુચરો,<br>
જતાં પંથે જોતાં, વન ઉપવનનો રમ્ય નગરો;<br>
નિવાસે તિર્થોમાં, પૂનિત સરિતા સ્નાન કરતાં,<br>
મહર્ષિ ને વિપ્રો, હરિ ચરણમાં ચિત્ત ધરતાં. ૧૮

**સાવિત્રી** પોતાની સાથે વૃદ્ધ મંત્રીઓ, દાસદાસીઓ, ઘોડાઓ, રથો, સુખાસનો વીગેરે લેઇને પ્રવાસે નીકળી. જુદા જુદા દેશોનાં પ્રસિદ્ધ નગરો, તીર્થક્ષેત્રો, અને ઋષિમુનિઓના આશ્રમો જોતાં જોતાં, કવચિત વાહનમાં કવચિત પગવાળા અટન કરતાં કરતાં, અનેક પ્રકારના સ્વભાવવાળાં મનુષ્યોના સમાગમમાં આવતાં, તેઓના ગુણ દોષનું દર્શન કરતાં

સાવિત્રી દેશાટન કરવા લાગી. એક પંથ દો કાજ—દેશાટન કરવાથી મનુષ્યને અનેક પ્રકારના લાભ થાય છે. પરમાત્માની અપાર લીલાનું ભાન થાય છે, અને સંસાર વ્યવહારમાં ઉપયોગી અનેક પ્રકારના અનુભવો પ્રત્યક્ષ થાય છે. અને પોતાના ગુણદોષની તુલના કરવાનું મનુષ્યમાં જ્ઞાન પ્રાપ્ત થાય છે.

રાજબાળા **સાવિત્રી** પોતાના આપ્ત વર્ગ સાથે અનેક ઋષિમુનિઓના પવિત્ર આશ્રમોમાં નિવાસ કરી, **શ્રુતિ અને સ્મૃતિની** વિધિ પ્રમાણે થતા વિવિધ **યજ્ઞ યાગનાં** દર્શન કરી, કર્ણને અને અંતરને પવિત્ર કરનારા વેદ **મંત્રોનું** શ્રવણ કરી, ગુરૂની સેવામાં તત્પર રહેતા અને નિરંતર વેદશાસ્ત્રો અધ્યયન કરતા **બ્રહ્મચારીઓને** નિહાળી, પ્રસન્ન ચિત્તથી આશ્રમોમાં વિચરવા લાગી. અહા ! એજ આપણી—આર્યજનોની **હાઇસ્કુલો અને કોલેજો**—એજ યુનિવરસીટીમાંથી **કપિલ, કણાદ, પાતાંજલી, વેદવ્યાસ, ગૌતમ, યાજ્ઞવલ્કય,** વીગેરે મહાપુરૂષો બહાર પડયા; આખા વિશ્વને ચકિત કરે એવાં અતિ મહાન શાસ્ત્રો રચી વિજયનો ડંકા બજાવી ગયા. ધન્ય છે ! એ દેશને, તથા એ સમયને ? કેવું પવિત્ર વાતાવરણ હશે ? અંગે ઝાડની છાલનં વલકલ પહેરી, મસ્તકે જટા રાખી, કંદમૂળ અને ફળનો આહાર કરી, પર્ણકુટીમાં કે ઝાડની છાયામાં દર્ભાસન ઉપર બેસીને આપણા પૂર્વજો એ વિશ્વને વિસ્મય પમાડે એવું જ્ઞાન સંપાદન કરી અસંખ્ય મનુષ્યોનાં કલ્યાણ કર્યાં. વિકટ સંસારને હાથનું રમકડું બનાવી બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો, અને કરાવ્યો. આપણે પણ એજ પૂર્વજોના પુત્રો કોટપાટલુન કે કોલરટાઈ લગાવી, આંખે ચશ્માં ચઢાવી, ટેબલ કે ખુરસી ઉપર બેસી, માથામાં દિલચમન હેર ઓઈલો ચોપડી પટીઆં પાડી સ્કુલોમાં અને કોલેજોમાં જઇએ છીએ; છતાં તે મહાત્માઓના ગ્રંથોની એક પંક્તિ પણ સમજતાં આપણું મગજ કંટાળી જાય છે, અને જયારે **ચ્હા, કોફી,** કે **સોડા, લેમન** પીએ ત્યારેજ જરા મગજને આરામ મળે છે.

હાય ? આજે એ આશ્રમો, એ પવિત્ર પર્ણકુટિઓ, એ કઠીન તપ વૃત્તધારી મ્હા મુનિજનો, અને ગુરૂપરાયણ બ્રહ્મચારીઓ આ આર્ય ભૂમિમાંથી કથા શેષ નામશેષ થઈ ગયાં; પરંતુ આજે તો આશ્રમોને બદલે **સ્થળે સ્થળે અખાડાઓ** વિદ્યમાન છે. આશ્રમોમાં યજ્ઞ થતા હતા, તેને બદલે **ગાંજા, સુકા. ચડસ** વિગેરેના યજ્ઞો **ચલમરૂપી** વેદિકામાં

થાય છે. **સોમવલ્લીને** બદલે **ભંગાદેવીનું** પાન કરાય છે. કંદમૂળને બદલે કાલીરોટીના સાત્વિક ભોગ ધરાય છે. અને રૂષિ મુનિઓ, બ્રહ્મચારીઓને બદલે તેવાજ વેશવાળા જટાધારીઓ દેખાય છે. **શ્રુતિ, સ્મૃતિ,** અને **વેદ શાસ્ત્રના** પઠન પાઠનને બદલે આશુક, માશુક કે કહાન ગોપીની લીલાનાં ગાન ગવાય છે. અને દિન પ્રતિદિન દેશની અધોગતી થતી જણાય છે.

ખેર ! ચાલો, આપણે પ્રસ્તુતને અનુસરીએ. **સાવિત્રી** પોતાના આત્મીય જનો સાથે પોતાના મનોર્થોની સિદ્ધિને અર્થે અનેક પ્રદેશોમાં ભ્રમણ કરે છે, પરંતુ પોતાનું અંતઃકરણ કયાંય પણ ઠરતું નથી.

### ગીતી.

ઠામ ઠામ નિરખંતી, રતિ સરખી રૂપવંતી સાવિત્રી.
ઉર અભિલાષ ધરંતી, આશ્રમ એક સિધાવી કુળવંતી.

પ્રવાસને અંતે એક રમ્ય સ્થાનમાં પ્રવેશ કરતાં **સાવત્રીના** પોતાના આત્માને એજ સ્થાનમાં કાર્ય સિદ્ધ થવાની પ્રતિતી થઇ. અને પોતાના મનોર્થો સફળ થવાનો સમય પ્રાપ્ત થયો હોય તેમ લાગ્યું. તે આશ્રમ કોનો હતો ?

### ભુજંગ પ્રયાત.

પ્રતાપી **ધુમત્સેન જે શાલ્વદેશે,** હતા ભૂપતી તે વસે યોગી વેશે:
થતાં વૃદ્ધને અંધ તે દૈવયોગે, હર્યું રાજ્ય ત્હેનું બીજા કો નરેશે.
વસે છે વને પર્ણશાળા રચીને, તપસ્વી તણા ધર્મને આચરીને,
રૂડાં દંપતી બ્રહ્મમાં લીન રહેતાં, કરે પુત્ર સેવા પિતા માતની ત્યાં.

**શાલ્વ** દેશના **ધુમત્સેન** નામના રાજાનો એ આશ્રમ હતો, પોતાની વૃદ્ધાવસ્થામાં દૈવયોગે અંધ થવાથી, અને તેઓનું રાજ્ય બીજા રાજાએ જીતી લીધેલું હોવાથી, પોતાનાં ધર્મપત્નિ સહિત તે આ આશ્રમમાં રહેતા હતા. તેમને **સત્યવાન** નામનો પુત્ર હતો, તે અનન્ય ભક્તિથી કરતો હતો. રાજ્ય વૈભવનો વિનાશ થવા છતાં રન તેમને આધીન હોવાથી કોઈ પણ પ્રકારની તે વૃદ્ધ દંપતીને ન્યૂનતા જણાતી નહોતી.

પુત્રે માતા પિતાની, અને પતિએ પતિની સેવા વૈભવો મેળવવા કરવાની નથી. પરંતુ પોતાની ફરજ, પોતાનો ધર્મ, પોતાનું કૃતવ્ય

માની કરવાની છે. સંપત્તિના સમયમાં અનેક અનુચરો મળી શકે છે. પણ વિપતિના સમયમાં સ્હાય કરનારા કોઇ વિરલાજ હોય છે. આજ કાલ આપણે ઘણે ઠેકાણે વૃદ્ધ પિતા માતાઓને પોતાના પુત્રો તથા પુત્ર વધુઓના કટુ વચનોના આઘાતથી આક્રાન્ત થતા, અને ત્યાગ કરવાથી પીડાતા નિહાળીએ છીએ. અનેક પ્રકારનાં કષ્ટો સહન કરી લાડ કોડથી ઉછેરેલા પુત્રો માતા પિતાનો તિરસ્કાર કરી તેઓથી વિમુખ થાય, એ પણ સમયનીજ બલીહારી છે.

અસહ્ય સંકટમાં આ રાજ્ય દંપતીને સ્હાય કરનાર તેમનો પુત્ર **સત્યવાનજ** હતો. પ્રાતઃકાલથી લઇને રાત્રી પર્યંત સમસ્ત કાર્યોનો ભાર તેજ વહન કરતો.

### હરિગીત.

તે ધૈર્યધારી બુદ્ધિશાળી સત્યવાદી છે સદા,
પિતુ માતની સેવા પુરા સદ્‌ભાવથી કરતો સદા;
**સાવિત્રી** કેરા દિવ્ય અંતરમાં છબી ત્હેની વસી,
ને પ્રેમ સરિતા ઉભયના અંતર વિષે વિલસી રહી.

સૂર્યનો ઉદય થતાં કમળો પ્રફુલ્લ થાય છે, ચંદ્રના કિરણોનો સંયોગ થતાં ચંદ્રકાન્ત મણીમાંથી શીતલ જળ ટપકે છે. તે પ્રમાણે **સત્યવાન**ની તેજસ્વી છબી જોઇને **સાવિત્રી**નો અંતર આત્મા પ્રસન્ન થયો. અને તેજ પળે પોતાના મનથી **સાવિત્રી સત્યવાન**ને વરી ચુકી.

ગમે તેવા સંદેહના સમયમાં પણ સજ્જનોના ચિત્તની વૃત્તિઓ અતિ શુદ્ધ હોવાથી સત્ય પ્રેરણાજ કરે છે. રૂષિના આશ્રમમાં રહેતી **શકુન્તલા**ને જોઇને **દુષ્યન્ત** રાજાનું ચિત્ત ખેંચાયું હતું; કારણ તે રૂષિની પુત્રી નહીં પણ **વિશ્વામિત્ર** અને **મેનકા**નું સંતાન હોવાથી **દુષ્યન્ત** રાજાને વરવા યોગ્ય હતી. શુદ્ધ અંતરાત્મા જે વાતની સાક્ષી પુરે છે તે વાર્તા સત્યજ હોય છે. **સાવિત્રી** અને **સત્યવાન** ઉભયના અંતરાત્મા વિશુદ્ધ હતા, માટે પરસ્પર નેત્રોનો સંયોગ થતાંજ શુદ્ધ પ્રેમ પ્રકટી નીકળ્યો, **સાવિત્રી**ને જોતાં **સત્યવાન**નું હૃદય પણ પ્રેમથી આર્દ્ર થયું. અને **સાવિત્રીએ** તેજ ક્ષણે પોતાનો આત્મા **સત્યવાન**ને અર્પણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

પોતાનું કાર્ય સિદ્ધ થયું. એટલે **સત્યવાન**ના સ્વરૂપને હૃદયમાં

સ્થાપન કરી **સાવિત્રી** પોતાના રસાલા સાથે પિતાના નગ્ર પ્રતિ આવવા નિકળી.

### મરાઠી સાખી.

અશ્વપતિ નૃપ નારદ સાથે વાત વિનોદ કરે છે,
તે સમયે સાવિત્રી આવી, નિજ પિતુ પદ વંદે છે,
બોલ્યા બ્રહ્મમુની, સાવિત્રી કયાં વિચરી હતી. બોલ્યા.

પિતાને ચરણે પડિને **સાવિત્રી નારદ મુનિના** ચરણે મસ્તક અરાડી હસ્ત જોડી ઉભી રહી, એટલે **નારદ** રૂષિએ **અશ્વપતિ** નૃપપ્રતિ પુત્રીના સંબંધે પ્રશ્ન કર્યો કે આપની પુત્રી આજ લાંબા પ્રવાસેથી આવેલી જણાય છે. જીવિતરૂપી વૃક્ષના ફળરૂપ આ આપની દૃહિતા વિવાહને યોગ્ય થયેલી છે, તો હવે ત્હેનો યોગ્ય સ્વામી સાથે સંબંધ કરાવી તમો સત્વર કૃતાર્થ થાઓ.

### શાર્દૂલ વિક્રીડિત.

કન્યા કાળ થયા છતાં નવ કરે, જે લગ્ન કન્યા તણું,
યોગ્યા યોગ્ય જુએ નહી જનક જો, તો દુઃખ પામે ઘણું;
અર્પે કોઈ અબુદ્ધના કર વિષે, લાવણ્યવંતી સુતા,
બાળે જોડ બિચારીનો ભવ બધો, કે'વાય તે ના પિતા.

**નારદ** મહર્ષિનાં શિષ્ઠ વચનો શ્રવણ કરી **અશ્વપતિ** રાજાએ દેવર્ષિને પ્રણામપૂર્વક કહ્યું કે, આપ ચરાચર વિશ્વના અંતર્યામી છો, જેથી આપને સર્વ વાર્તા જ્ઞાતજ છે. **સાવિત્રી**ને માટે યોગ્ય પતિ ખોળવામાં અમોએ કસર રાખી નથી; પરંતુ કોઈ સ્થાને તેને યોગ્ય વર અમોને નહી જણાયાથી ધર્માનુસારે ઇચ્છાવર વરવા પુત્રીને છુટ આપી હતી, અને તે કારણથી તે પ્રવાસે ગયેલી આજે આપની સમક્ષ ઉપસ્થિત થયેલી છે. માટે ત્હેના પ્રવાસની કથા આપને તેજ નિવેદન કરશે.

પિતાની અનુમતી મળતાં **સાવિત્રી**એ નારદ મહર્ષિના ચરણનું વંદન કરી પોતાના દેશાટનનો વૃતાન્ત કેહ્યો.

### ગીતી.

દેશ વિદેશ વિલોકયા, નદિ વન ઉપવન મુનિ આશ્રમ જોયા.
તીર્થાટન સહુ કીધું, મુજ મનના અભિલાષો પૂર્ણ થયા.

રૂષિ મુનિના આશ્રમો અને તીર્થ ક્ષેત્રોમાં ફરી અંતે એક ઉપવનમાં પ્રવેશ કરતાં અમોએ એક પર્ણકુટીમાં પોતાની સ્રી અને પુત્ર સાથે નિવાસ કરતા, અને અહો નિશ પ્રભુના સ્વરૂપમાં તદાકાર થયેલા એક રાજય ભ્રષ્ટ દ્યુમત્સેન નામના વૃદ્ધ રાજા જોયા. વૃદ્ધાવસ્થામાં અંધ થવાથી બીજા રાજાએ રાજય હરણ કરી લીધેલું હોવા છતાં, પણ જેના ચિત્તમાં કોઇ પ્રકારની ગ્લાની થયેલી નથી; એવા એ રાજાની તથા તેમનાં વૃદ્ધ પત્નિની સેવા તેમનો સત્પુત્ર અનન્ય ભક્તિ વડે કરે છે. માતા પિતાના પૂણ્યની પ્રતિમારૂપ શોભતો એ રાજય પુત્ર સકળ ગુણ સંપન્ન છે. અને વળી.

### શાર્દૂલ વિક્રીડિત.

તેજસ્વી રવિ તુલ્ય જ્ઞાન નિધિ તે, છે દેવગુરૂ સમો,
રંતીદેવ સમાન દાન શીલ છે, સત્યે શિબિરાયશો
છે તે ચંદ્ર સમાન સર્વ જનને, આનંદદાતા અતી,
તેના પાદ સરોજમાં હૃદય આ ચોટી રહ્યું પ્રેમથી.

### મંદાક્રાન્તા.

તેને મ્હેતો મન વચનથી, સ્વામી નિશ્ચે ગણ્યો છે,
રૂપે ગુણે અધિક મુજથી, બુદ્ધિમાં શ્રેષ્ટ તે છે;
તે વીના હું અખિલ જગમાં યોગ્યના અન્ય ધારૂં,
તેની સાથે ભવજળ તરી પાર થાવા વિચારૂં.

રાજયકન્યાના મુખથી સર્વ વૃતાન્ત શ્રવણ કરી નારદ મહર્ષિએ દીર્ઘ નિશ્વાસ મુકયો, અને કોઇ ઉંડા વિચારમાં લીન થયા હોય તેમ એક ક્ષણ પ્રયત્ન સ્તબ્ધ થઇ પછી કહેવા લાગ્યા કેઃ—

### ગીતી.

સુગુણવતિ હે બાળા, સર્વ પ્રકારે તુજ લાયક એ છે,
પણ અવગુણ છે મોટો, વર્ષ એકમાં જીવિત પૂર્ણ થશે.

પ્રિય પુત્રી ! શું કહું ? પ્રબળ પરિશ્રમ કરી ત્હે જેની સાથે વરવાનો નિશ્ચય કર્યો છે, તે ખરેખર તું કહે છે તેથી પણ અધિક સુગુણશાળી છે, અને ત્હારી વૃત્તિઓ ત્હેની તરફ આકર્ષાય છે તે યોગ્યજ છે. અને ત્હેવો પતિ મળવો એ પરમ પૂણ્યના ઉદયનું ચિન્હ છે; પરંતુ

તું હજી મુગ્ધ બાળા છે. ભવિષ્યમાં શું બનનાર છે ત્હેની ત્હને ખબર નથી છતાં ત્હારા કલ્યાણને માટે સત્ય વાત કહેવીજ જોઇએ. એ સદ્ધર્મધારી **સત્યવાન** આ પૃથ્વિપર એકજ વર્ષનો અતિથિ છે. અર્થાત એક વર્ષ પૂર્ણ થયે ત્હેનો દેહાન્ત નક્કી છે. દૈવની ગતી કોઈથી અન્યથા થઇ શકતી નથી. માટે **સત્યવાન**ને વરવાનો નિશ્ચય કરવાથી પરિણામે ભયંકર આપત્તિ શિર ઉપર આવિને ઉભી રહેશે.

ભગવાન્ **નારદ** મહર્ષિના આ વચનોથી **અશ્વપતિ** રાજાના હૃદય ઉપર વજ્રનો પ્રહાર થયો હોય, વા ઝેરી સર્પનો ડંશ થયો હોય, તેમ પગથી શિખા પર્યંત દુઃખનો ઝાટકો લાગ્યો; અને સર્વ અંગમાં કંપ ઉત્પન્ન થયો. તેથી ક્ષણ પર્યંત સ્તબ્ધ થઈ બેસી રહ્યા.

### તોટક.

સુણી દેવરૂષિ તણી સત્યગિરા, અતિ અશ્વપતિ નૃપ ખીન્ન થયા,
કંઇ રાય વરાય ન એ વરને, નજરે નિરખી વિષ કોણ પીયે;
ગુણવાન છતાં પણ અલ્પ વયે, મરનાર થકી ન વરાય હવે,
શિત મંદ સુગંધ સમીર વહે, પણ એ વિષ યુક્ત ન કોઈ ચહે.

### હરિગીત.

વર અવર કો ગુણવાનની કર શોધ હે શાણી સુતા,
જેથી વધે સૌભાગ્યને, ભવમાં વસાય સુખે સદા;
સાથી સદાનો શોધવામાં ભુલ જો કદી થાય છે,
સંસાર સાગર માંહી ત્હેનું નાવ ડૂબી જાય છે.

અરે ! રે ! એકજ વર્ષમાં સત્યવાન યમલોકનો અતિથિ થશે. જો એમજ હોય તો તેની સાથે વરવાથી **સાવિત્રી**ની શી ગતી થાય? અરેરે ! વૈધવ્યનું દુઃખ કેવું ભયંકર છે? દેવર્ષિનું વચન કદી અન્યથા થાયજ નહી. એવો વિચાર કરતા રાજા **સાવિત્રી**ને આગ્રહ સાથે શિખામણ આપવા લાગ્યા, પરંતુ નિશ્ચયનું બળ કેવું છે! **સાવિત્રી**નો નિશ્ચય મેરૂથી પણ અચળ હતો. પિતાની ચિંતા સમાવતી **સાવિત્રી** મંદ હાસ્ય કરી અમૃત સરખાં મધુર વચનોથી કહેવા લાગી કેઃ—

પદ ધનાશ્રી.

દૃઢ નિશ્ચય કીધો મનમાં તે કોટી કલ્પ નવ ફરે,
દુષ્કર કાર્ય અશક્ય હોય પણ, નિશ્ચય બળ તે કરે;
પિતાજી નિશ્ચય બળ તે કરે. ટેક.
સાઠ હજાર સગરના પુત્રો કપીલ કોપથી બળે,
લાવ્યા ગંગા નભથી ભાગીરથ, પાવન જગને કરે,
કાર્ય જન નિશ્ચય બળથી કરે.
અપર માતના વચન બાણથી, ધ્રુવજી વન સંચરે,
કોમળ વયમાં કરી દારૂણ તપ, અવિચળ પદવી ધરે. કાર્ય જન.
હરિશ્ચંદ્ર સુત દારા વેચી, રાજ્ય લક્ષ્મી પરહરે,
બન્યા દાસ ચંડાળ તણા પણ, સત્ય થકી નવ ચળે. કાર્ય જન.
વાલ્મિકી કરી અનેક હિંસા, કુટુંબ પોષણ કરે,
રામ નામના અખંડ જપથી રામચરિત ઉચ્ચરે. કાર્ય જન.

હરિગીત.

મનથી વરી એ નાથને, મિથ્યા હવે તે થાય ના,
સોંપી દીધો આ દેહ તેને, અન્યને સોંપાય ના:
ક્ષણ એકનું આયુષ્ય કે, શત કલ્પનું આયુષ્ય હો,
પણ સત્યવાન વિના અવર, સ્વામી નહી સાવિત્રીનો.

પુત્રીનો અડગ ટેક જોઇ અશ્વપતિ રાજાનો ચિત્તરૂપી સાગર ચિંતારૂપી તરંગોથી ખળભળવા લાગ્યો. અને વિચાર કરવા લાગ્યા કે પુત્રી તો વજ્ર સરખી અભેદ્ય હઠ લેઇ બેઠી છે, તેનો હવે શું ઉપાય કરવો? અરે દૈવ ત્હેં શું ધાર્યું હશે? આમ છતી આંખે દીવો લેઇ કુવામાં કેમ પડતું મુકાય? સળગતા દાવાનળમાં જાણી જોઇને કેમ ઝંપલાવાય? આ સમયે ભૂત ભવિષ્ય અને વર્તમાનને પ્રત્યક્ષ જોનાર મહર્ષિ નારદ રાજાના અંતરની ચિંતાનો વેગ જાણી ગયા. સાવિત્રીમાં કેવું આત્મબળ છે તે તેઓ પોતે જાણતાજ હતા. તેથી મનમાં અતિ મુઝાતા રાજાને આશ્વાસન આપતાં કહેવા લાગ્યા.

## શાર્દૂલ વિક્રીડિત.

બોલ્યા **બ્રહ્મમુનિ** ત્યહાં નૃપ પ્રતી, શાને ધરે દુઃખ તું.
સાવિત્રી ન ચળે સ્વનિશ્ચય થકી દુભીશ ના લેશ તું;
દેવાંશી ગુણ **સત્યવાન** મહી છે તે અન્યમાં ના દિસે,
માટે તું પરણાવજે, નિજ સુતા ધાર્યું હરિનું થશે.

પુત્રીના પ્રૌઢ વચનોથી રાજાનો સંદેહ ભાગ્યો નહોતો, તે દેવર્ષિનાં શાન્ત વચનોથી ભાગ્યો. અંતરમાં આશ્વાસન રૂપી અમૃતનું સીંચન થવાથી ચિંતાની પ્રબળ જ્વાળા ઠંડી પડી. પુત્રીના ટેકનો પ્રભાવ હવે સમજાવા લાગ્યો. ભલે! જગન્નિયન્તાએ પુત્રીના ભાગ્યમાં સુખ વા દુઃખ નિર્માણ કર્યું હોય; પરંતુ ત્હેના નિશ્ચયને મ્હારે આધિન થવું જોઇએ. એવો વિચાર ઉત્પન્ન થયો. **ભગવાન નારદજીએ** સંમતી આપી છે, માટે પરમાત્મા જે કરશે તે સારૂજ કરશે.

## ગીતી.

**સાવિત્રી** શાણીનાં **સત્યવાન**ની સાથે લગ્ન થવા,
કહીને આશિષ દઇને, નભ મારગ **નારદ** નિજ લોક ગયા.

**નારદજી**ના સ્વર્ગ લોક તરફ જવા પછી રાજાએ **નારદજી**નાં વચનો તથા પુત્રીના નિશ્ચય ઉપર વિશ્વાસ રાખી **સાવિત્રી**નાં લગ્નની તૈયારીઓ કરવા માંડી. વેદશાસ્ત્ર સંપન્ન **વિપ્રવરોએ** વેદ મંત્રોના ઘોષથી રાજયમંદિરને ગજાવવા માંડયું. ઇષ્ટ દેવોનાં આવાહન અને પૂજનો થવા માંડયાં. આખા **મદ્રદેશમાં** ઘેરઘેર આનંદ મંગળના ધ્વની થવા લાગ્યા. સ્વધર્મને અનુસરી કરવા યોગ્ય મંગળ ક્રીઆઓ પૂર્ણ કરી **અશ્વપતિ** રાજા પોતાના નગરથી **ધુમત્સેન**ના આશ્રમ પ્રતી જવાને માટે તૈયાર થયા. ચતુરંગીણી સેના સજ કરી હય રથ હસ્તિઓ મેનાઓ, સુખપાલો વિગેરે વાહનોપર સ્વારી કરી **અશ્વપતિ** રાજા સહકુટુંબ પ્રવાસ કરી યથા સમયે **ધુમત્સેન**ના આશ્રમ પ્રતિ આવી પહોંચ્યા. ત્યાં તેઓએ શું જોયું ?

## વસંતતિલકા.

ગંભીર શાલ તરૂની સુખકારી છાંયે;
દર્ભાસને સ્થિત હતા નૃપ તેહ ત્યાંહે;
આનંદકારી પ્રભુને હૃદયે ધરીને,
રોકી ગતી મન તણી થઇ શાન્ત ચિત્તે.

ઇંદ્રિઓના વેગને અટકાવી. ચિત્ત સ્થિર કરીને પરમાત્માના સ્વરૂપમાં તદાકાર વૃત્તિ રાખી જગતના પ્રપંચ વિસારી **દ્યુમત્સેન** રાજા દર્ભાસન ઉપર શાલ વૃક્ષની છાયામાં બેઠેલા હતા.

## મરાઠી સાખી.

**અશ્વપતીએ** જઇને કીધી પૂજા નૃપની પ્રીતે,
વિનય વચનથી કુશળ સરવનું પુછ્યું રૂડી રીતે;
કહે **અશ્વપતિ,** જયજય **શાલ્વપતિ** નૃપતિ–કહે૦

**અશ્વપતિ** રાજાને આવેલા જાણી **દ્યુમત્સેન** રાજાએ તેમને યોગ્ય આદર સત્કાર કર્યો અને મધુર શબ્દોથી કહેવા લાગ્યા કે,

## ઉપેન્દ્રવજ્રા.

ભલે પધાર્યા શુભ ધર્મ ધારી,
પવિત્ર કીધી મઢિ આજ મ્હારી;
થયા અમો પૂર્ણ કૃતાર્થ આજે,
સુવર્ણ ને સૂર્ય ઉગ્યો દિસે છે.

**દ્યુમત્સેન** રાજાનાં સત્કાર પૂર્ણ વચનોથી **અશ્વપતિ** નૃપના અંતઃકરણમાં અપાર હર્ષ થયો, અને પોતાને આવવાનું કારણ જણાવવા લાગ્યા.

## મરાઠી સાખી.

આ મમ તનયા **સાવિત્રીનું, સત્યવાનની** સાથે,
વેવીશાળ કરવા ઈચ્છું છું, આજ હું મ્હારે હાથે;
હે વિમળ મતી, તેહ સ્વિકારો મુજ વિનતી—હે વિમળ૦

મહારાજ! જો કે આપ આ સમયે વાનપ્રસ્થાશ્રમમાં બિરાજો છો, અને મિથ્યા માયાના પ્રપંચને વિસારી અનંત સુખના સાગર પરમાત્માના ધ્યાનમાં તલ્લિન છો; તથાપિ આપના સત્પુત્ર **સત્યવાનને** માટે આપના હસ્તે હજી એક કાર્ય થવું અવિશિષ્ઠ છે. **બ્રહ્મચર્યાશ્રમ** પૂર્ણ કરી સર્વોત્તમ **ગૃહસ્થાશ્રમ**માં પ્રવેશ કરવાનો સમય હવે આપના તનયને માટે આવેલો છે. આપને પણ આ અવસ્થામાં એક અનુચર વિશેષ હોવાની જરૂર છે; કેમકે સર્વ કાર્યનો ભાર કેવળ આપના સત્પુત્રને વહન કરવો પડે છે. વૃદ્ધ માતાપિતાની સેવાના મહદ્ પૂણ્યની વિભાગિણી હવે તેમને માટે પરમાત્માએ નિર્માણ કરી છે, તે મારી પુત્રી **સાવિત્રી** આપના સત્પુત્રને અર્પણ કરવા હું સર્વ તૈયારીઓ સહિત અત્રે આવેલો છું. આપ આજ્ઞા આપો કે તુર્તજ સર્વ મંગળ કાર્યોનો સમારંભ કરી યથાવિધિ લગ્ન ક્રિયા કરી આપણે બન્ને સંસારના ઋણથી મુક્ત થઇએ.

**અશ્વપતિ** રાજાનાં મધુર વચનો સાંભળી **તપસ્વિ** રાજર્ષિનું અંતર એક ક્ષણ આનંદથી ઉભરાઇ જવા લાગ્યું. પરંતુ પોતાની સ્થિતીનો વિચાર આવતાં રાજપુત્રીને પોતાની પુત્રવધૂ તરીકે સ્વિકારતાં તેઓ એકદમ મુઝાવા લાગ્યા. પોતાના ગયેલા વૈભવો અને સમૃદ્ધિના દિવસોનું સ્મરણ થઈ આવ્યું. અમારે માટે એક જીવ દુઃખી થઇ રહ્યો છે, તે તો જાણે ત્હેનો ધર્મજ છે. પરંતુ બીજા સુખી અને સુકુમાર જીવને વિપત્તીના સંતાપથી શા માટે તપાવવો? આ પ્રમાણે વિચાર કરી **દ્યુમત્સેન** રાજા કહેવા લાગ્યા.

## હરિગીત.

થઈ રાજયભ્રષ્ટ અમો અહિં વનમાં સદા વસિયે છીએ,
ધર્માચરણમાં દિવસ રજની, નિર્ગમન કરિયે છીએ.
પુત્રી તમારી સુગુણવંતી રાજયમંદિર યોગ્ય છે,
વનવાસનાં દુખ શી રીતે અમ સંગ વસિને વેઠશે.

અહા ! કમળના કોમળ પલ્લવથી સમિ વૃક્ષની ડાળીઓ કેમ કપાય ? ગુલાબની ખિલતી કળીથી અંગારાનો તાપ કેમ ખમાય ? મીઠા મહેરામણમાં મ્હાલતી માછલીની ખારા સમુદ્રમાં શી ગતી થાય ? મલમલ અને રેશમનાં સુવાળાં વસ્રો ધારણ કરનાર કોમળ બાળાના દેહઉપર ઝાડની કઠોર છાલનાં વલ્કલો શીરીતે ધારણ કરી શકાય ? ક્યાં રાજમંદિરની સુકોમળ શૈયા ? અને ક્યાં કંકરથી છવાયલી ભૂમિ અને દર્ભાસન ? ક્યાં રાજયગૃહનાં અમૃત સરખા સ્વાદવાળાં ભોજન ? અને ક્યાં તપસ્વિઓના શુષ્ક કંદમૂળના આહાર ? નહિ ! નહિ ! રાજાજી આ વરકન્યાનો યોગ અસંભવિતજ છે. આપ નંદનવનમાંની આ સુશોભિત અને સુકોમળ વેલીને કંટક વૃક્ષે વિંટાળવાનો વિચાર કેમ કરો છો ? કદાચ આપને ભ્રમ તો થતો નથી ? આવાં ધ્રુમત્સેન રાજાનાં વચનો સાંભળી અશ્વપતિ નૃપ મંદ હાસ્ય યુક્ત સ્વરે બોલ્યા કે—

## હરિગીત.

સુખ દુઃખ સર્વ અનિત્ય છે, આવે અને વળિ જાય છે,
તે ચક્રની ધારા સમું ફરતું સદા દેખાય છે;
સુખ જોઈને હરખાય ના, ગભરાય ના દુઃખ આવતાં,
જ્ઞાની અને અજ્ઞાનીની પાકી પરીક્ષા થાય ત્યાં.

હે રાજર્ષિ ! આપે કહ્યું તે સર્વથા સત્ય છે. પરંતુ મ્હારી સાવિત્રીના અડગ આત્મબળ આગળ હું નિરૂપાય છું. તે પોતે રાજમંદિર અને પર્ણકુટી સરખાંજ લેખે છે. માટે આપ કોઇ પણ પ્રકારની શંકા નહિ લાવતાં મ્હારી માગણીનો સ્વિકાર કરો. મ્હારો અંતરાત્મા પણ એજ સાક્ષી પુરે છે કે આ યોગ થવોજ જોઇએ.

આ સાંભળી **દ્યુમત્સેન** રાજાના સર્વ સંશયો શાન્ત થયા. અને બોલ્યા કે, ભલે ! આપનો અને આપની પુત્રીનો નિશ્ચય છે તો પછી આપનું વચન મ્હારાથી ઉલ્લંઘન કરી શકાય તેમ નથી. ઇશ્વર ઇચ્છા એમજ હશે. સત્ય સંકલ્પનું બળ કેવું છે, તે મ્હેં આજેજ જાણ્યું. આજ હું આપની પાસે મ્હારૂં અંતર ખોલું છું. જયારે આ શરીર રાજ્યાસન ઉપર હતુ, ત્યારે આપના પવિત્ર કુટુંબ સાથે ગાઢો સંબંધ રાખવાની પ્રબળ મનોકામના હતી, પરંતુ રાજય વૈભવના વિનાશની સાથે સંસારની સર્વ કામનાઓ શમી ગઇ. અંતરયામીની એવી પ્રેરણા છે કે પૂર્વાવસ્થામાં કરેલા સંકલ્પો ઉત્તરાવસ્થામાં ફલિત થવા જોઇએ. નહિ તો કોમળ રાજબાળાનું અંતઃકરણ તપોવનના પરિશ્રમને અંગિકાર કરવા કયાંથી પ્રેરાય ? એ દૈવી પ્રેરણાને આધીન થવામાંજ આપણુ સર્વનું શ્રેય હશે, માટે હું આપની ઈચ્છાને આધીન છું.

વરના પિતાની સંમતિ મળતાં તપોવનમાં **શ્રુતિ સ્મૃતિ**ના પવિત્ર મંત્રઘોષ થવા લાગ્યા. પુણ્યાહવાચન અને સ્વસ્તિવાચન થયાં. અને લગ્ન વિધિનો આરંભ થયો. આજે **સત્યવાન** અને **સાવિત્રી**નો **બ્રહ્મચર્યાશ્રમ** પૂર્ણ થયો, અને સર્વ આશ્રમોના શિરોમણી **ગૃહસ્થાશ્રમ**માં પ્રવેશ થયો.

### શાર્દૂલવિક્રીડિત.

તેડાવી દ્વિજ સર્વ વેદ વિધિથી અગ્નિ ગુરૂ સાક્ષીથી,
**સાવિત્રી** કર **સત્યવાન** કરમાં અર્પ્યો રૂડી રીતથી;
વસ્ત્રાભૂષણ ખાનપાન દઇને સંતોષિયા સર્વને,
આજ્ઞા માગી સહર્ષ **અશ્વપતિ**એ પ્રેમે જવા સ્વગૃહે.

વેદ શાસ્ત્રને જાણનાર ઉત્તમ બ્રાહ્મણોના સમિપમાં અગ્નિનારાયણ અને ધર્મગુરૂઓની સાક્ષીમાં **અશ્વપતિ** રાજાએ પોતાની સકળ ગુણ સંપન્ન પુત્રીનો હસ્ત તેવાજ લક્ષણોવાળા **સત્યવાન**ના હસ્તમાં અર્પણ કર્યો. બાદ બ્રાહ્મણોએ બન્નેને વેદમંત્રો વડે **અગ્નિ**માં હોમ કરાવ્યો, અને **ગૃહસ્થાશ્રમ**માં ધારણ કરવાના શાસ્ત્રયુક્ત નિયમોનું બન્નેને વિસ્તારપૂર્વક સૂચન કરી તે પ્રમાણે વર્તન કરવાની પ્રતિજ્ઞાઓ આપી.

લગ્નનો સમય એ ખરેખર આનંદનો સમય છે. બ્રહ્મચર્યાશ્રમની સમાપ્તિ અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ થવો એજ આનંદનું મૂળ છે. ગૃહસ્થાશ્રમને આશરે બીજા સર્વ આશ્રમો રહેલા છે. મનુ ભગવાન પણ ગૃહસ્થાશ્રમ સંબંધે લખે છે કે—

## श्लोक.

यथा नदी नदाः सर्वे सागरे यान्ति संस्थातिम् ॥
तथैवाश्रामेणः सर्वे गृहस्थे यान्ति संस्थातिम् ॥ १ ॥
यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वं जन्तवः ॥
तथा गृहस्थ माश्रित्य वर्तन्ते सर्वं आश्रमाः ॥ २ ॥

### હરિગીત.

જે રીત નદિઓને નદો સાગર વિષે મળી જાય છે,
તે રીત સૌ આશ્રમ ગૃહસ્થાશ્રમ મહી લીન થાય છે.
જે રીત જીવે જીવ સરવે વાયુના આશ્રય વડે,
તેવા રહે સૌ આશ્રમો આશ્રય ગૃહસ્થાશ્રમ તણે.

દાન અને અન્ન વડે ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોને ધારણ કરે છે માટે તેજ આશ્રમ સર્વથી શ્રેષ્ટ છે.

આવા મહાન આશ્રમમાં પ્રવેશ થવો એ મનુષ્યને માથે ઓછી જોખમદારી નથી. આજકાલ પુત્રપુત્રીનાં (ઢીંગલા ઢીંગલીનાં) લગ્ન કરવા તલપાપડ થઇ રહેલાં માતાપિતાના હૃદયમાં એવો ખ્યાલ પણ આવતો હશે "કે આપણા જાતીય સ્વાર્થની ખાતર આપણા સમાજના બંધારણનો પાયો જે ગૃહસ્થાશ્રમ તે આપણે હાથેજ શિથિલ બનાવીએ છીએ? રાક્ષસી અને પૈશાચ લગ્નો કરી હજારો

**રૂપીઆની આપ લે કરી સમાજને કલંકના કાજળથી ખરડીએ છીએ? મિથ્યા કુળાભિમાનરૂપ રાક્ષસ અને તેનાં સંતાન બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડાં વિગેરે ભૂતની પેઠે આપણને વળગ્યાં છે. તેણે આપણી વિવેકરૂપી આંખે પાટા બંધાવી આપણને ફસાવ્યા છે ? "**

પુત્ર કે પુત્રીને પરણાવવા, દારૂખાનું ને આતશબાજી ફોડાવવા મોટા મોટા વરઘોડાઓ કહાડવા, નાચ તમાસાઓ કરાવવા, એવાં એવાં કાર્યોમાં હજારો રૂપીઆ ખર્ચ કરવામાં આવે છે. **લગ્ન પ્રસંગે કુલટા સ્ત્રીઓ હૃદયને અને કાનને કઠોર લાગે એવાં ફટાણાં ગાય છે તે સાંભળી ધીક્કાર ઉત્પન્ન થવાને બદલે તેના તરફ સહાનુભૂતિ દર્શાવાતી હોય તેમ વર્તન કરવામાં આવે છે.** વેદ શાસ્ત્રની વિધિને એક બાજુ રાખી કેવળ લગ્ન વિધિનો નાટક ભજવાય છે. એવા એવા અનેક તમાસાઓ થાય છે, પરંતુ લગ્નના યથાર્થ આશયને સમજાવવામાં બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી. વરકન્યાને માથે શીશી જોખમદારીઓ રહેલી છે, તેમણે લગ્ન પછી કેવી રીતે વર્તન કરવું જોઇએ, અને સંસાર સાગર તરવાને માટે બન્નેએ મળી શું કરવું જોઇએ; તે **ઢીંગલા ઢીંગલીઓનાં** લગ્ન કરાવનાર માબાપો અને લગ્ન કરનાર બાળકો શું સમજી શકે ? આર્ય વિવાહ વિધિનું એ રહસ્ય નથી કે લગ્નના આડંબરમાં હજારો રૂપીઆની હોળી કરવી. ફુલ વિનાનાં બગિચા, વરસાદ વગરની ગર્જના, અને જળ વગરની નદીનું શું પ્રયોજન ! હાલમાં જયાં જુઓ ત્યાં **ગૃહસ્થાશ્રમને** બદલે **સ્મશાનાશ્રમ** જોવામાં આવે છે તેનું કારણ આપણાં ઉપર જણાવેલાં આચરણોજ છે. અસ્તુ.

મિથ્યા આડંબર વિનાની પણ શાસ્ત્રિય વિધિથી **સાવિત્રી** અને **સત્યવાનનાં** લગ્ન સમાપ્ત થયાં. આવેલા પરોણાઓ પોતપોતાને સ્થાને વિસર્જન થયા. આખરે **મહારાજા અશ્વપતિ** પણ પોતાના રસાલા સહિત પોતાની રાજયધાની તરફ જવાને માટે તૈયારી કરવા લાગ્યા.

**સાવિત્રીની** માતાએ **સાવિત્રીને** હૃદય સાથે ચાંપી ગદ્‌ગદ્ કંઠે પણ ગંભીરતાથી સાસરામાં શી રીતે વર્તન કરવું તે યથાયોગ્ય સમય વિચારી કહ્યું.

પદ.

કુળવંતી વનિતાને મન સ્વામી પ્રભુનો અવતાર,
પતિ દૈવત સતિને મન સાચુ જીવન પ્રાણાધાર;
વિકટ વાટ સંસાર તણી, સુખ દુઃખ વાદળ છાંય,
ઘડિ ઘડિએ બદલાય છે, આ ભવ વનની માંહ્ય;
તથાપિ સતિ નવ મન મુંઝાય, જીવનની શ્રેણી નવ બદલાય,
ધન્ય એ ધીરજનો ભંડાર. કુળવંતી૦

મર્યાદા નિજ વડિલની, તન મન વચન વિવેક,
અનન્ય ભાવે રાખતી, પતિ સેવાનો ટેક.
ગર્વ નહિ સંપત્તિનો થાય, વિપદમાં જરા નહિ ગભરાય,
તરે એ સતિ દુસ્તર સંસાર. કુળવંતી૦

વીર પિતાની બાળિકા, ધરી ધર્મ શ્રૃંગાર,
વીર તણી જનુની થજે, કીર્તિ તેજ અંબાર;
ધર્મ છે સકળ સિદ્ધિનું દ્વાર, વિસરવો ત્હેને નહિ પળવાર,
પમાયે ભવ જળથી નિસ્તાર. કુળવંતી૦

ખરેખર ! પુત્રી એ પારકુ ધન છે. પરમાત્માએ પુત્રી રૂપી થાપણ માતાપિતાને આપી તે શા માટે ? નહિં કે ત્હેનું જાહેર લીલામ કરી કોઇ અયોગ્યના હસ્તમાં સોંપવા, કે પોતાનો સ્વાર્થ સાધવા ગમે તેવા વરની સાથે વરાવવા. એ પવિત્ર થાપણને પાળી પોશી ઉછેરી સદ્વિદ્યા કળાથી સંપન્ન કરી, ઉત્તમ ગુણના સંસ્કાર ત્હેના હ્રદયમાં ભરી, ત્હેને યોગ્ય વર સાથે કૃષ્ણાર્પણ કરવાની છે. એ કલ્પલતા, એ અમૃતવેલી ઉત્તમ સંતાનરૂપી ફળ આપી જનસમાજની ઉન્નતિ કરે, એજ કારણથી પરમાત્માએ એ થાપણ ત્હેના માતાપિતાને સોંપી છે. કન્યાદાનનું ફળ કરોડો યજ્ઞથી પણ વિશેષ છે એમ આપણા શાસ્ત્રકારો કહી ગયા છે તેનો એજ હેતુ છે.

**સાવિત્રી**ના માતા પિતા તથા વ્હાલી સખિયો આજ **સાવિત્રી**થી છુટાં પડે છે. વ્હાલાંનો વિયોગ થવો એના જેવું દુઃખ કયું ? ઘણા-પરિશ્રમે અનેક દેવ દેવિઓની સેવાથી મળેલી પ્રિય પુત્રીથી છુટા પડતાં માતા પિતાને દુઃખ થાય એ સ્વાભાવિકછે. **અશ્વપતિ** રાજાના હૃદયમાં પુત્રીના વિયોગનું શલ્ય સાલવા લાગ્યું. કંઠ ગદ્ગદિત થઇ ગયો. માતાને પણ હૃદયમાં વ્યથા થવા લાગી. સાહેલીઓની આંખોમાં પણ વિયોગના ચિન્હસૂચક અશ્રુઓ ઉપસી આવ્યાં. **સાવિત્રી**નું સુકુમાર હૃદય પણ ભરાઈ આવ્યું. પરંતુ પોતે જે આશ્રમમાં આજે દાખલ થઇ છે, તે આશ્રમનું મહત્વ અને ત્હેની જોખમદારી પોતાને શિર છે, તેમ તે બરાબર સમજતી હોવાથી સર્વને ત્હેણે ધીરજનાં વચનોથી સાન્તવન આપી માતા પિતાથી છુટી પડી. **અશ્વપતિ** રાજા પોતાના રસાલા સહિત સર્વને મળી ભેટીને પોતાના નગર પ્રતિ ગયા.

માતા પિતાના ગયા પછી **સાવિત્રી** એક બે દિવસમાં પોતાને શિર શું શું ફરજો આવેલી છે, તે પોતે બરાબર સમજી ગઈ. સસરાની કંગાલ અવસ્થાથી પતિને માથે પડતો પરિશ્રમ કેવી રીતે ઓછો કરવો, એજ વિચાર ત્હેના ચિત્તમાં રમી રહ્યો હતો. વૈભવોમાં ઉછરેલી હોવા છતાં **સાવિત્રી** પ્રથમથીજ સંયમને ધારણ કરવામાં દઢ હતી, વૈભવો વિનાનો દુઃખમય સંસાર ત્હેના ધૈર્યને ડોલાવવા તત્પર થઇ ઊભેલો છે. પરંતુ દઢ નિશ્ચયવાળી **સાવિત્રી** ત્હેનાથી લેશ પણ ડરે તેમ નથી.

**મંદાક્રાન્તા.**

**સાવિત્રી**એ સકળ નવલાં વસ્ત્ર દીધાં ઉતારી,
ધાર્યાં અંગે વલકલ રૂડાં સાત્વિકી વૃત્તિ ધારી;
પ્રીતે સેવા વડિલ સસરા સાસુની તે કરંતી,
સ્વામી કેરા ચરણ કમળે ચિત્ત નિત્યે ધરંતી.

**હરિગીત.**

તે વિમળ વર્તનથી સદા સંતોષ સૌને આપતી,
મિત મધુર સત્ય વચન વદી તે સર્વને વ્હાલી થતી;
એકાન્તમાં સેવા સદા નિજ નાથની કરતી હતી,
શુભ ધર્મ નાર પતિવ્રતાનો પૂર્ણ આચરતી હતી.

**સાવિત્રીએ** પોતાના સુકોમળ અંગેથી સુંદર શૃંગારો ઉતારી વલ્કલ વસ્ત્રો પહેરી લીધાં; અને પોતાનાં અંધ સસરા સાસુ અને પોતાના પતિની સેવામાં આનંદ માનવા લાગી. પતિના પરિશ્રમને ઓછો કરવાને પોતાથી બનતી સ્હાય આપવા લાગી. પોતે પર્ણકુટીમાં હોવા છતાં રાજ્ય મંદિરથી પણ વિશેષ આનંદ માનવા લાગી. **સત્યવાન** પણ પોતાને યોગ્ય પત્નિ મળી છે, એમ માની પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યો. **સાવિત્રી** પોતાના સ્વામીની સાથે આનંદથી દિવસો ગાળતી હતી, પરંતુ પ્રફુલ્લ હૃદયરૂપી કમલને એક ભ્રમર કોરતો હતો. એક ભારે ચિંતાથી ત્હેનું હૃદય હમેશાં વિદિર્ણ થતું હતું. પિતાને ગૃહે **દેવર્ષિ નારદજીએ સત્યવાનનું** જે ભવિષ્ય ભાખ્યું હતું, તેજ ત્હેની ચિંતાનું કારણ હતું.

## ગીતિ.

જળ પ્રવાહવત જાતા, દિન ગણતી ભય ધરતી **સાવિત્રી;**

ક્ષણ પણ નવ વિસરંતી, નિત નયને જળ ભરતી સત્યવતી.

અરે રે ! ! શું એ કારમો દિવસ આવશે ? શું પરમાત્મા મ્હને સ્હાય નહિં થાય ? ભગવાન્ ભક્તવત્સલ છે. ગજેન્દ્રને ઉગારવા પોતે ગરૂડ ઉપર સ્વાર થઇને ગયા હતા. પિતાના દારૂણ જુલમમાંથી ભકત પ્રલ્હાદને બચાવવા **નૃસિંહરૂપ** ધારણ કર્યું હતું. **દ્રૌપદીનાં** ચીર પુરવા, પાંડવોને લાક્ષાગૃહમાંથી બચાવવા તેજ દોડયા હતા. **સીતાજીને** માટે સમુદ્ર ઉપર પથ્થરની પાળ બાંધી **લંકાધિશ રાવણનો** નાશ કરવા તેજ ગયા હતા, એવા એવા અનેક ભકતોના દુઃખને હરણ કરનાર **શ્યામસુંદર શ્રીકૃષ્ણચંદ્ર** પ્રભુ મ્હારી ગ્હારે શું નહીં આવે ? જરૂર આવશે. આ પ્રમાણે પ્રભુનું સ્મરણ કરતી **સાવિત્રી** મનમાં ધીરજ ધારણ કરતી દિવસો વિતાડતી હતી.

## મરાઠી સાખી.

ચાર દિવસ અવધીમાં બાકી જાણી રાજકુમારી,

અન્ન ઉદક નિદ્રા ત્યાગીને, રહી તે દઢ વૃત ધારી;

ચિત્ત પતિ ચરણે, મરમ લહે નહિં કોઇ કને—ચિત્ત૦

વર્ષની અવધી પૂર્ણ થવા આવી; ત્હેની સાથે સ્વામીના જીવિતની ચિંતા પ્રબળ વેગથી **સાવિત્રી**ના હૃદયમાં વધવા લાગી. હવે માત્ર ચાર દિવસ બાકી રહ્યા છે. આવા વિપત્તિના સમયમાં હાથ પગ જોડી બેસી કેમ રહેવાય? સ્વામીના જીવિતનો અંત આવશે તો પછી આ શરીર શા કામનું છે. કાંતો ॥ **देहं पातयामि वा अर्थं साधयामि** ॥ પતિના જીવિતનો અંત આવતાંજ આ દેહનો પણ અંત આવશે. મ્હારા અચળ આગ્રહી નિયમો અને વ્રતો જો યથાર્થ હશે, મ્હારૂં આત્મબળ જો પ્રબળ હશે, તો **શ્રીહરિ** મ્હારી સ્હાય અવશ્ય કરશે જ. આવો વિચાર કરી, અન્ય સંકલ્પનો ત્યાગ કરી **ત્રિરાત્ર વ્રત*** ધારણ કર્યું અન્ન અને જળનો ત્યાગ કર્યો. રાત્રે નિદ્રા ન લેતાં જાગરણ કરવા લાગી, અને અનન્ય ચિત્તથી પરમાત્માનું ધ્યાન ધરી કેવળ પતિના આયુષ્ય સિવાયની સંસારની સર્વ વાસનાઓ વિસારી દીધી.

## ગીતિ.

શ્વસુર સાસુએ જાણ્યું, પુત્રવધૂ વ્રત કરિને કષ્ટ સહે,
પણ કયમ ના કહેવાયે? તપ વ્રત વનવાસીનું ભુષણ છે.

સત્યવાનના આયુષ્યની અવધીની વાર્તા **સાવિત્રી** સિવાય અન્ય કોઇ જાણતું નહોતું. તેથી અચાનક આવું ઉગ્ર વ્રત્ત ધારણ કરવાનું કારણ વૃદ્ધ વડિલ સમજી શકયાં નહિ. વૈભવો અને આરામમાં ઉછરેલી સુ-કોમળ રાજબાળાથી આવું કઠોર વૃત્ત કેવી રીતે થઇ શકશે? ત્હેની મૃદુ દેહલત્તા વૃત્તના પ્રચંડ તાપથી સુકાઇ જશે. એમ માની શ્વસુર સાસુના મનમાં ઉદ્વેગ થવા લાગ્યો. હે વત્સા! ત્હારૂં કોમળ શરીર કયાં? અને આ કઠોર વૃત્ત કયાં? ત્હારૂં સદાચાર રૂપ જીવન એજ વ્રતરૂપ છે, તો પછી આવો મહા પરિશ્રમ કરી દેહને શા માટે કષ્ટ આપે છે?

આ પ્રમાણે ઘણા ઘણા આગ્રહપૂર્વક વારંવાર સમજાવ્યા છતાં **સાવિત્રી**એ પોતે ધારણ કરેલું વ્રત કાયમજ રાખ્યું. જેને મહાન કાર્ય સાધવાનું છે તેને બીક કે પરિશ્રમ લાગતોજ નથી. પંચ મહાભૂતના

---

* ત્રિરાત્ર વ્રત—જ્યેષ્ઠ સુદી તેરશથી પુનમ સુધીનું વ્રત. આ વ્રત પતિના આયુષ્યની વૃદ્ધિ માટે કરવાનું છે. જેને વટસાવિત્રી વ્રત પણ કહેવામાં આવે છે.

બનેલા પિંડની પરવા તેને હોતીજ નથી. એક દિવસ વીતી ગયો, બીજો પણ વીત્યો, શરીર સુકાયું, પણ ઉત્સાહ જોવાને તેવોજ કાયમ રહ્યો. હવે માત્ર એકજ રાત્રી વચ્ચે બાકી રહી.

### વસંત તિલકા.

છે કાલના દિવસની અવધી શું થાશે ?
રે ! દૈવ એ વિપદ કેમ કરી ખમાશે ?
એવો વિચાર કરતી સ્મરતી મુરારી,
રાત્રી વિતાવી હૃદયે ધરિ શોક ભારી.

રાત્રી વીતી ગઇ પ્રભાત થતાં અરૂણની રક્ત કાન્તિ સમસ્ત વિશ્વના ઉપર પથરાઇ રહી. રાત્રીનું ઘોર તિમિર પર્વતોની ગુફાઓમાં સંતાઇ ગયું. પરંતુ જે કાળુ વાદળ **સાવિત્રી**ના ચિત્તરૂપી આકાશમાં છવાયું હતું, તેતો વધારે ને વધારે ગાઢ બનતું ગયું. પ્રાતઃકાળ થતાં સમયને ઉચિત ધર્મકાર્યોનો આરંભ થયો.

### શાર્દૂલવિક્રીડિત.

આપ્યો હોમ કરી ક્રિયા વ્રતતણી તત્કાળ સાવિત્રીએ.
નામી દેવ ગુરૂ અને શ્વસુર ને સાસુ તણા પાયને;
ચિંતાગ્રસ્ત બની નિરંતર સ્મરે, સ્વામી તણી વાતને,
આજે સંગ તજું નહિ પિયુ તણો, એવું વિચાર્યું ઉરે.

આન્હિક કાર્ય સમાપ્ત કરી **સત્યવાને** પોતાના દરરોજના નિયમ પ્રમાણે **સમિધકાષ્ટ** ફળ ફુલ પાન લેવા માટે વનમાં જવાની તૈયારી કરવા માંડી, હાથમાં ફળફુલ ભરવાની ઝોળી તથા કાષ્ટ કાપવાની ફરસી ધારણ કરી માતા પિતાની આજ્ઞા લેઇ વનમાં જવા સજ થયો કે તુર્ત **સાવિત્રી** સ્વામીના જવાના માર્ગને રોકીને મધુર સ્વરે કહેવા લાગી, કે સ્વામી આજે મ્હને આપની સાથે વનમાં આવવાની ઇચ્છા છે, માટે મ્હારી વિનંતી સ્વિકારી આપની સાથે આવવાની આજ્ઞા આપો. હું આપના કાયમાં મ્હારાથી બનતી સેવા કરીશ.

સાવિત્રીના મુખેથી વનમાં સાથે જવાનાં વચનો સાંભળી સત્યવાન મંદહાસ્ય યુક્ત પ્રેમથી ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો કે,

### મંદાક્રાંતા.

હે કલ્યાણી વિકટ વનમાં આવવા કેમ ધારે,
શીરીતે તું સહન કરશે સૂર્યનો તાપ ભારે;
વીલાયાં છે કઠણ વ્રતથી ગાત્ર ત્હારાં રૂપાળી,
માટે ત્હારે અહિજ વસવું યોગ્ય છે પૂણ્યશાળી.

વ્હાલી? ત્હારાં સુકોમળ અંગો તરફ નજર કરતાં આ ત્હારાથી ગ્રિષ્મરૂતુના પ્રખર સૂર્યનાં કિરણ સહન કરી શકાશે નહિ, એમ મ્હારો અંતરાત્મા સાક્ષી આપે છે. તું સુકોમળ રાજબાળા હોવા છતાં આશ્રમવાસિઓના કઠણ વ્રતોનું પાલન કરે છે, એજ ત્હારી દેહલતાને કરમાવી નાખવા બસ છે, તો પછી વનના લાંબા પંથે ચાલતાં ત્હારા સુવર્ણ સરખા દેહની શી દશા થાય? તે મ્હારા ચિત્તને ગભરાવી નાખે છે. વ્હાલી વનમાં આવવાનું કાંઇ પ્રયોજન નથી. તું આશ્રમમાં રહી માતા પિતાની સેવા સાધીશ તેટલા વખતમાં હું વનમાં જઇ ફળ ફુલ તથા કાષ્ટ વિગેરે લઇ થોડા સમયમાં પાછો આવીશ, માટે વનમાં સાથે આવવાનો આગ્રહ છોડી દો.

પતિના મુખેથી પોતાને વનમાં નહિ લેઈ જવાનાં વચનો શ્રવણ કરી સાવિત્રી અત્યંત આગ્રહપૂર્વક કહેવા લાગી,

### મરાઠી સાખી.

આજ ત્હમારો સંગ તજુ ના નિશ્ચે આવું સ્વામી,
શ્રમ મુજને જરીયે નહિ લાગે વ્રતથી નથી બળ વામી;
જોવી વન શોભા, શ્રમની નહિં મુજને પરવા. જોવી૦

સાવિત્રીનો વનમાં સાથે જવાનો અત્યંત આગ્રહ જોઇ સત્યવાન ત્હેની ઇચ્છાને આધીન થયો, અને માતા પિતાની આજ્ઞા લેઇ પોતાની સાથે આવવા સાવિત્રીને કહ્યું.

સ્વામીની આજ્ઞા થતાં સાવિત્રીનું હૃદય ક્ષણવાર આનંદના ઉદધીમાં તરવા લાગ્યું.

## ગીતિ.

શ્વસુર સાસુને પ્રણમી, આજ્ઞા માગી પતિ સંગે જાવા,
ઉર ઇચ્છા દર્શાવી, વન અવલોકન કરીને ખુશા થાવા.

કઠણ વ્રત કરવાથી શિથિલ થયેલાં ગાત્રવાળી સાવિત્રીને પ્રથમ તો વૃદ્ધ શ્વસુર સાસુએ આજ્ઞા આપતાં આનાકાની કરી; પરંતુ સાવિત્રીનો દૃઢ નિશ્ચય અને ભાવીના બળને વશ થઇ તેઓ પણ સાવિત્રીની ઇચ્છાને આધીન થયાં. અને આશિર્વાદાત્મક વાણી વડે સત્યવાન અને સાવિત્રીને સુખરૂપ પાછાં વળવાનું કહી વનમાં જવાની બન્નેને આજ્ઞા આપી, એટલે પિયુપત્નિ વનમાં જવા નીકળ્યાં.

## ગીતિ.

મુખપર હાસ્ય જણવતી, અંતર અતિશય ખેદ સતિ કરતી.
પ્રભુને હૃદયે સ્મરતી, પતિ પાછળ ડગ ભરતી સાવિત્રી;

હાસ્ય વિનોદની વિવિધ વાર્તાઓ કરતાં બન્ને વનભૂમિ તરફ ચાલ્યાં જાય છે. સત્યવાન મંદહાસ્ય પૂર્વક સાવિત્રીને રસ્તામાં આવતાં દરેક સ્થળો સંબંધી જોઈતી માહીતી આપી સાવિત્રીને તે તે સ્થળો બતાવે છે.

### મંદાક્રાન્તા.

પંથે દીસે તરૂવર રૂડાં મ્હેકતા પુષ્પવાળાં,
ગાતાં જેમાં મધુર રવથી પંખિઓ હર્ષઘેલાં;
વાયુ વાયે શીતળ સુરભી,શાન્ત ને મંદમંદ,
પુષ્પોમાંથી પરિમળ લઇ ઉડતાં ભૃંગ વૃંદ.
દેખાયે છે સરિત સરમાં સારસો રાજહંસો,
જેમાં ખીલ્યાં મીન ચલનથી હાલતાં પદ્મપુષ્પો;
તીરે ઉંચાં તરૂવર પરે ટૌકતી કોકિલાઓ,
નાચે રૂડાં વનમયુરનાં યુથ કતી કળાઓ.

ઉપવનની શોભાને નિહાળી પ્રસન્ન થતાં દંપતી પરસ્પર વાર્તાલાપ કરતાં ચાલ્યાં જાય છે; પરંતુ સાવિત્રીનું હૃદય આ સમયે કોઈ બીજી દિશામાંજ કાર્ય કરી રહ્યું છે. રમ્ય તરૂવરોની ઘટામાં મધુર શબ્દે બોલતી કોકિલાના ટહુકાર ત્હેના કર્ણમાં પ્રવેશ કરી શકતા નથી; સરોવરો અને સરિતાઓમાં ખિલી રહેલાં કમળ પુષ્પોનો પરિમળ ત્હેની નાસિકાને તૃપ્ત કરી શકતો નથી; શીતળ મંદ અને સુગંધ યુક્ત વ્હેતો વાયુ ત્હેના શરીરને ઠંડક આપી શકતો નથી. હે રમ્ય તરૂવરો ! સરોવર અને સરિતાઓમાં ખિલતાં હે કમળો ! ગુંજારવ કરતા હે ભ્રમરો ! અહી તહી છલંગો મારી દોડતાં હે હરિણો ! તમારી મનોહરતા આજ નિષ્ફળ છે. આજ સાવિત્રીનું ચિત્ત તમો પ્રસન્ન કરી શકવાનાં નથી. ત્હેના ચિત્તમાં સળગતી ચિંતાની જ્વાળા આજ તમો શાન્ત કરી શકવાનાં નથી.

### ગીતિ.

નારદ વચન સ્મરંતી, પતિ પર નજર નિરંતર ધરતી સતી,
વાત વિનોદ કરંતી, જતી પતિ પાછળ શિળવતી સાવિત્રી.

આજે પ્રાણનાથના આયુષ્યનો છેવટનો દિવસ છે, એવું જાણ્યાં છતાં કઈ સતિ સ્ત્રીનું ચિત્ત જગતની અન્ય વસ્તુઓમાં પ્રેરાય? સાવિત્રીના હૃદયમાં માત્ર એકજ વાતનું ચિંતન થઇ રહ્યું છે. ત્હેના ચક્ષુ સમિપ ફક્ત એકજ વસ્તુ તરી રહેલી છે. "સ્વામીના જીવિતના રક્ષણ માટે શું પ્રયોગ કરવો" એજ ત્હેના વિચારનો હેતુ છે.

રસ્તો કાપતાં કાપતાં એક અનુકુળ સ્થાને બન્ને આવી પહોંચ્યાં. નાના પ્રકારનાં ફળ ફુલો તરૂઓ ઉપર ઝુકી રહ્યાં છે. ત્યાં સત્યવાને સાવિત્રીને તરૂઓની શીતળ છાયામાં વિશ્રાન્તિ લેવાનું કહી પોતે ત્યાંથીજ ફળ વિણવાનો આરંભ કર્યો. થોડીજ વારમાં તરૂઓએ પોતાનાં પકવ અને મધુર ફળો સત્યવાનને અર્પણ કર્યાં.

### વસંતતિલકા.

વીણ્યાં યથેચ્છ ફળ ત્યાં થકી સત્યવાને,
લાગ્યો પછી ફરશિથી તરૂ કાપવાને;
અંગે અપાર શ્રમથી અતિ સ્વેદ જામ્યો,
પીડા થતાં તન વિષે સતિ પાસ આવ્યો.

સાવિત્રી એક વિશાળ તરૂની છાયા નીચે બેસી સ્વામીની તરફ નિહાળી રહી હતી. સત્યવાને ફળ વિણવાનું કાર્ય પૂર્ણ કરી હાથમાં ફરશી લેઈ ઝાડનાં સુકાં કાન્ટો કાપવા માંડયાં; પરંતુ હમેશના કરતાં આજે શરીરે એકાએક અતિશય થાક લાગવા માંડયો; આખું શરીર સ્વેદથી ભીજાઇ ગયું; અને હ્રદયમાં તીવ્ર પીડા થવા લાગી. થોડો વખત સત્યવાન ધૈર્ય રાખી દુઃખ સહન કરી પોતાનું કાર્ય કરવા લાગ્યો, પરંતુ હવે અસહ્ય પીડા થવા લાગી. તમામ ઇંદ્રિયો શૂન્ય અને નિસ્તેજ જણાવા લાગી. શ્વાસોચ્છવાસ પણ રૂંધાઇ જવા લાગ્યો. જે શરીર કેવળ નિરોગી અને દઢ હતું, તે આજ એકાએક શૂન્ય અને નિસ્તેજ જણાવા લાગ્યું. આમ થતાં તે તુર્તજ પોતાનું કાર્ય પડતું મુકી સાવિત્રીની પાસે આવી કહેવા લાગ્યો.

### મંદાક્રાન્તા.

હે કલ્યાણી મુજ શરિરમાં વેદના તીવ્ર થાતી,
ગાત્રો થાતાં શીથિલ સઘળાં છાતી મ્હારી રૂંધાતી;
શક્તિ દીસે ક્ષિણ થઇ જતી ચર્ણ ચૂસાય છે આ,
વ્હાલી અત્રે શયન કરવા થાય છે ઉર ઇચ્છા.

સત્યવાનની આ સ્થિતી નિહાળી સાવિત્રી તુર્તજ સમજી શકી કે, નારદ મહર્ષિએ કહેલો સમય આવી પહોંચ્યો છે. તેથી આવેલી આપત્તિને સહન કરવા ચિત્તને દઢ કરી સ્વામીને ધીરજ આપતી કહેવા લાગી. ખમા પ્રાણનાથ ? આપની બલા દૂર થાઓ. ઇંદ્ર, વાયુ, વરૂણ, યમ. અગ્નિ, કુબેર, વિગેરે દેવો આપની રક્ષા કરો. હે અંતર્યામી પ્રભો! હે અશરણ શરણ દીનબંધો ! આ નિર્જન અરણ્યમાં અમો એકલાં છીયે, છતાં અમારે તહમારો મ્હોટો આશરો છે. આ શબ્દો સાવિત્રીના મુખમાંથી નીકળતાની સાથેજ સત્યવાનનો દેહ અચેતન બની ગયો; કારણ વિધિએ નિર્માણ કરેલો સમય આવી પહોંચ્યો હતો.

### મરાઠી સાખી.

નારદ વચન હ્રદયમાં ધાર્યું, આવ્યો સમય વિચારી,
પતિનું શિર ખોળામાં રાખી, બેઠી દઢ ચિત્ત ધારી;
ઉર સમજી સતી, વિકટ વિપત્તી આવી અતી. ઉર૦

વિધિના લખેલા લેખ મિથ્યા કોણ કરી શકે ? સત્યવાનના દેહ-

માંથી ચૈતન્ય અસ્ત પામવાથી સાવિત્રી સ્વામીના મ્લાન થયેલા મુખ કમળ ઉપર શોકથી ભરેલાં નેત્રોથી નિહાળી રહી છે. અહો દુર્દૈવ ! આ કેવો ભયાનક ઉત્પાત. જે દેહમાં એક ક્ષણ પૂર્વે દિવ્ય ચૈતન્ય વિરાજતું હતું, જે મનોહર કાન્તિ મ્હારા નયનોને આનંદ આપતી હતી, તે દેહ આજે નિસ્તેજ, શૂન્ય, કાષ્ટવત્ જણાય છે. હે ક્રૂર વિધાતા ! આ લૌકિક પુરૂષાર્થના ભંડાર, સૂર્ય સરખા તેજસ્વી, અથાગ શૌર્ય અને ધૈર્યના સાગર મ્હારા નાથને શૂન્ય બનાવતાં ત્હને લેશ પણ દયા નથી આવતી ? હે સહસ્ર કિરણોથી જગતને પ્રકાશ આપનાર સૂર્ય દેવ ! આપ આ સમયે મ્હારા નાથના નેત્રોના જ્યોતિને કેમ હરી જાઓ છો ? હે દશે દિશાઓના દેવતાઓ ! હે વન દેવિઓ ! એક અબળા ઉપર આજે વિપત્તિનાં વાદળ તુટી પડે છે, ત્હેના પર દયા લાવો. તમારા દિવ્ય પ્રભાવનો ચમત્કાર બતાવી મ્હારા પ્રાણનાથને સચેતન બનાવો. હે વિશ્વને ધારણ કરનાર દેવી વસુંધરા ? ત્હારા ઉદર ઉપર આળોટતાં ત્હારાં નિરાધાર બાળકોના દુઃખોદ્‌ગાર તું કેમ સાંભળતી નથી ? અરે રે ! શું મ્હને કોઇ સ્હાય નહિજ થાય ? ત્યારે હું કોને શરણ જાઉં ? અરે હા. સકળ ચૈતન્યને પણ ચૈન્તય આપનાર, સચરાચર વ્યાપક અંતર્યામી પરમાત્મા, જેની આજ્ઞાને જગતનાં સર્વ દેવ દેવિઓ અને સૂર્ય, ચંદ્ર, તારાઓ આદિ વશ છે. જે સર્વાત્મન્ '**कर्तुमकर्तुमन्यथाकर्तुम्**' સમર્થ દેવાધિ દેવ છે. ત્હેનેજ શરણ જાઉં, હે પ્રભો ! હે શરણ વત્સલ ! હે નાથ ! આવા પ્રાણ સંકટમાં આપજ મ્હારા સ્હાયક છો. આપના સિવાય અન્યથી આજ મ્હને સ્હાય કરી શકાય તેમ નથી. અમો મનુષ્ય પ્રાણી આપની પ્રબળ માયાના આવરણમાં વિટાઇ જઇને, અમારાં ચર્મ ચક્ષુથી આપને પ્રત્યક્ષ જોઇ શકતા નથી; પણ આપ અમારા—સર્વ વિશ્વના—અંતર્યામી છો. અણુએ અણુમાં, રોમે રોમમાં આપ અહોનિશ જાગ્રત છો. કુદરત નિરંતર આપનો મહિમા પ્રગટ કરે છે; છતાં અમો અલ્પજ્ઞ બની દેહાત્મ બુદ્ધિના ક્ષુલ્લક ખાબોચિયામાં ગોથાં ખાઇએ છીએ, એક ક્ષણ પણ આપનું સ્મરણ સરખું કરી શકતાં નથી. અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરમાં અંધ બની આપનો તિરસ્કાર કરીયે છીએ, છતાં પણ આપ હમારાં કરેલાં કૃત્યો તરફ દુર્લક્ષ કરી અમો પર દયા કરો છો. આપના નિયમો સત્ય છે, સનાતન છે, અચળ છે, આપ તે નિયમોને આધીન નથી, પણ તે નિયમો આપને આધીન છે. નારદ મહર્ષિએ મ્હને પ્રથમથીજ સૂચવ્યું

હતું, કે મ્હારા સ્વામીનું જીવિત માત્ર એક વર્ષજ બાકી છે. છતાં મ્હારા અંતરમાં આપેજ પ્રેરણા કરી હતી; અને તેજ પ્રેરણાથી મ્હેં સત્યવાનને મ્હારા સ્વામી તરિકે સ્વિકાર્યો હતા. હવે આ વિપત્તિના સમયમાં આપ મ્હારી સ્હાય કરો. આપના અચળ નિયમને આપ ફેરવો. આપે પાંડવની સેનામાં આયુધ નહિ ધારણ કરવાની પ્રતિજ્ઞા કર્યા છતાં પણ આપના પરમ ભક્ત અર્જુન ઉપરના સંકટ વખતે સુદર્શન ચક્ર ધારણ કર્યું હતું. આજ પણ આપના અચળ નિયમને ફેરવી આ દીન અબળાને સ્હાય થાઓ. આ પ્રમાણે દીન વદનથી પ્રભુની પ્રાર્થનામાં સાવિત્રી તદાકાર થયેલી છે.

### મંદાક્રાન્તા.

તે વેળાએ પુરૂષ પ્રકટયો રક્ત વસ્ત્રે સજેલો,
માથે ધાર્યો મુકુટ દિપતો તેજમાં સુર્ય જેવો;
આંખો રાતી વરણ તનનો શ્યામ વિક્રાળ ભાસે,
જોતાં નાસે ધીરજ વીરની ધારિયો પાશ હસ્તે.

સાવિત્રીએ પોતાની ચક્ષુ સમિપ ભયંકર આકૃતિવાળા દિવ્ય પુરૂષને જોયો.

### મરાઠી સાખી.

સત્યવાનની પાસે આવી, ઉભો તે રક્તાક્ષી,
જોતાં ભય પામી સાવિત્રી, કાય કંપવા લાગી;
બની વિકળ અતી, ધીરજ સર્વ તજી સુમતી. બની૦

અનેક પ્રકારની શંકાઓ કરતી સાવિત્રી વિચાર કરવા લાગી કે આ ભયંકર પુરૂષ કોણ હશે? જરૂર આ કોઈ દેવ હશે. કારણ મનુષ્ય પ્રાણીમાં આવા રૂપનો સંભવ હોઇ શકે નહિં. ત્યારે શું આ કોઇ દેવ પુરૂષ હશે?

### ગીતિ.

પતિનું શિર ખોળેથી ધરણીપર ધરિને ઉઠી યુવતી,
કર અંજલી જોડીને, વિનવી પુછતી તેહ પુરૂષ પ્રતી.

## મરાઠી સાખી.

હે દેવેશ્વર કોણ ત્હમે છો, કૃપા કરી કહો સ્વામી,
નથી તમ દેહ મનુષ્યના જેવો, વિનવું પાય પ્રણામી,
ઉર શી ઇચ્છા તેહ જણાવો કરી કરૂણા. ઉર શી૦

**સાવિત્રી સાધ્વી** સ્રી હોવાથી પતિવ્રત્ત નાપ્રભાવથી ત્હેની દષ્ટિ દિવ્ય બની હતી. તેથી તે **યમરાયને** જોઈ શકી. પરંતુ પોતે આ કોણ પુરૂષ છે તે ઓળખી શકી નહી. **સાવિત્રીનાં** વિનયયુક્ત વચનોનો ઉત્તર આપતાં **યમરાય** કહેવા લાગ્યા.

## હરિગીત.

હે સાધ્વી સુણ વાત મ્હારી જાણ હું **યમરાય** છું;
તું છે પતિ પર પ્રેમ વાળી તેથી હું તુજને કહું.
હે સુંદરી તુજ સ્વામીનું આયુષ્ય પૂર્ણ થઈ રહ્યું,
આ **પાશથી** તુજ નાથને મુજ સાથ બાંધી જૈશ હું.

પોતાના હસ્તમાંનો પાશ બતાવતા **યમરાય સાવિત્રીને** કહેવા લાગ્યા, હે સાધ્વી હું **યમરાય** છું, અને ચરાચર વિશ્વના જીવોના પુણ્ય પાપનો હિસાબ ગણી તેઓને કરેલાં કર્મનાં ફળ ચખાડું છું.

**યમરાયનાં** વચન સાંભળી **સાવિત્રી** એક ક્ષણ પર્યંત ભયથી વ્યાકુલ બની ગઇ, પરંતુ મન દઢ કરી વિચારવા લાગી કે, શું આજ **યમરાય**? અહા? પ્રાણી માત્રને કરેલાં કર્મનાં ફળ આપનાર શું આજ મૂર્તિ?

મિથ્યા ગર્વ કરીને મદાન્ધ થયેલા મનુષ્યો જગતમાં અનેક પ્રકારના પ્રપંચો કરતાં જરા પણ ડરતા નથી. જગતની મુસાફરીને અંતે પોતે કરેલાં કર્મોનો હિસાબ આપવા જવાનું છે, ત્હેનો વિચાર પણ કરતા નથી.

**मान्धाता च महीपतिः कृतयुगालंकारभूतोगतः**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ॥**

ચક્રવર્તિ ભૂપાળો, સમર્થ યોદ્ધાઓ, ધર્મને સ્થાપનાર મહાત્માઓ, યોગિઓ અને અવતારી પુરૂષો સર્વને અંતે એજ માર્ગે જવાનું છે.

મંદાક્રાન્તા

જેની ધાકે ધરણી ધ્રુજતી, ઉડતા પ્હાડ કુંકે,
મૃત્યુ જેના ડરથી ડરતું, આભથી ભીડતા જે,
તેવા વીરો કંઈ કબરમાં, કે સ્મશાને સુતા છે,
અંતે સૌનો જરૂર જગમાં, નાશ થાતો દિસે છે.
જેના કોષો અખુટ ગૃહમાં, દાસ દાસી હજારો,
હાં કે'તામાં દશ વિશ ઉઠે, પાર ના વૈભવોનો;
એવા મોટા જન કંઈ ગયા દામ દાટયા રહ્યા છે,
અંતે સૌનો જરૂર જગમાં નાશ થાતો દિસે છે.

જ્યાં બે નેત્રો મીંચાયાં કે પછી આ અખિલ વિશ્વનો લોપ થઇ જાય છે. પૃથ્વીના આરંભથી માંડીને અંત પર્યંત અનંત મનુષ્યો જગતમાં જન્મે છે અને મરે છે. ઘડિયે ઘડિયે સંધ્યાના સોનેરી રંગો માફક મનુષ્યની અવસ્થાઓ બદલાય છે, પરંતુ **મહામાયા**ના પ્રબળ આવરણથી વિંટાયલા મનુષ્યો પોતાની ક્ષણિક ઇચ્છાઓને આધિન બની પોતાના આત્મબંધુઓનાં ગળાં કાપવા તૈયાર થઇ જાય છે. જ્યારે પરધન અને પરસ્ત્રી ઉપર મનુષ્યની **પશુવૃત્તિ** પ્રેરાય છે, ત્યારે જરા પણ વિચાર થતો નથી, કે આ તો કેવળ બાજીગરની મોહજાળ છે. દિગ્મોહ ઉત્પન્ન કરનારી મૃગતૃષ્ણા છે, એ હમારો સર્વથા વિનિપાત કરશે. એવું ભાન હોતું નથી; પરંતુ જ્યારે અંતે વિક્રાળ **યમ**ના દૂતોના હાથમાં સપડાય છે ત્યારે કરેલાં કૃત્યોનો પશ્ચાતાપ થાય છે.

**સાવિત્રી યમરાય**ને ઓળખી તેઓની વિક્રાળ મૂર્તિ નિહાળી પ્રથમ ગભરાઇ ગઈ હતી. પરંતુ પોતાને આજે જે મહાન કાર્ય સાધવાનું છે. તેનો વિચાર કરી અડગ નિશ્ચયથી **યમરાય**ને કહેવા લાગી.

મંદાક્રાન્તા.

આવે લેવા જન સરવને આપના દૂત નિત્યે,
એવી મ્હેતો વડિલ જનથી સાંભળી વાત નિત્યે;
તો આ વેળા કયમ નિયમને વેગળો મુકી દૈને,
આવ્યા જાતે મમ પ્રિતમના પ્રાણને લૈ જવાને.

**યમરાય સાવિત્રી**ની હિમ્મતનાં પોતાના અંતરથી વખાણ કરવા લાગ્યા. અને મંદ હાસ્યયુક્ત ગંભીર શબ્દે બોલ્યા.

### ઉપેન્દ્રવજ્રાવૃત્ત.

સ્વધર્મવેત્તા સુગુણી રૂપાળો,
વિવેકવંતો સતિ સ્વામી ત્હારો;
જણાય જેનો અધિકાર જેવો,
સતી સદા આદર થાય ત્હેવો.

આ પ્રમાણે ઉત્તર આપી **યમરાયે** સત્યવાનના **સુક્ષ્મ** દેહને પોતાની પાસેના **કાળપાશ** વડે ખેંચીને બાંધી લીધો.

### મરાઠી સાખી.

**સત્યવાન**ના દેહ વિષેથી અતિ ક્રૂર **યમરાયે**,
**કાળપાશ** નાંખીને ખેંચ્યો **સુક્ષ્મ**દેહ તે સમયે;
તન નિસ્તેજ થયું, શૂન્ય વિકળ શબ માત્ર રહ્યું. તન૦

### ગીતિ.

સિદ્ધિ સર્વ મળેલી, **યમ** નિયમો પતિવ્રત્ત **આચરવાથી**;
**સાવિત્રીએ** જોયો, પ્રાણ નિકળતો પતિના તનમાંથી.

પતિના **સુક્ષ્મ**દેહને **યમરાજા** બાંધીને દક્ષિણ દિશામાં લઈ જવા લાગ્યા. **એવું સાવિત્રી**ના જોવામાં આવતાં **સાવિત્રી** પતિના શબના રક્ષણાર્થે હૃદયથી પ્રભુપ્રાર્થના કરી **યમરાય** જે દિશામાં જતા હતા તે દિશા તરફ જવા લાગી.

### હરિગીત.

અંગુષ્ટ માત્રજ દેહને બાંધ્યો દીઠો **યમ**પાશથી,
**યમરાય** તે દક્ષિણ દિશે લઇ જાયછે મ્હા યત્નથી;
ઉઠી સફાળી **સાધ્વી** કલ્પાન્ત તે કરતી અતી,
છાયા પ્રમાણે સ્વામીની પાછળ સિધાવી સુંદરી.

આ પ્રમાણે પાછળ આવતી **સાવિત્રી**ને જોઇને **યમરાજા** ચકિત થવા લાગ્યા, **સતિ**ના પ્રભાવને જાણતા **યમરાજા સાવિત્રીને** સંબોધીને કહેવા લાગ્યા.

## શાર્દુલવિક્રિડિત,

બોલ્યા ત્યાં **યમરાય** પાછી વળ તું, હે ભાગ્યશાળી **સતી,**
સ્વામીની કર તું ક્રિયા વિધિવડે, જેથી મળે સદ્ગતી;
**પતિધર્મ** પ્રકાશિયો પૂરણ ત્હેં સેવા કરી સ્વામિની,
થૈછે તું રૂણ મુક્ત **સત્યવ્રત્તથી** જા આશ્રમે ભામિની.

**યમરાયનાં** આ પ્રમાણે વચન સાંભળી **સાવિત્રી** કહેવા લાગી.

## હરિગીત.

સ્ત્રીનો સનાતન ધર્મ છે પતિ સંગને તજવો નહીં,
જયાં લૈ જશો મમ નાથને, આવીશ ત્યાં સંગે રહી;
**તપ વ્રત્ત** અને **પતિભક્તિથી** મ્હારી અંકુહિત છે ગતી,
ત્રૈલોકયમાં પણ આવતાં હું લેશ ડરવાની નથી.

આ પ્રમાણે કહી **યમરાજાને** પ્રશ્ન પુછવાના સ્વરૂપમાં **સાવિત્રી** કહેવા લાગી.

## હરિગીત.

તત્વાર્થ વેત્તાઓ કહે સત્પુરૂષના લવ સંગથી,
બંધાય છે સન્મિત્રતા તો હું પુછુ તે રીતથી;
જે ધર્મ ધારી નિર્વિકારી સંયમી જન શ્રેષ્ટ છે,
તે સર્વ આશ્રમથી ગૃહસ્થાશ્રમ સદા સારો કહે.

આત્મા વિના સતકર્મ કે વ્રત નિયમ કાંઇ પળાય ના,
આત્મા વિના કલ્યાણના મારગ વિષે વિચરાય ના:
મુજ આત્મવત પતિને તમો જો લૈ જશો બંધન કરી,
તો હું **ગૃહસ્થાશ્રમ** તણો શુભ ધમ કેમ શકું ધરી.

**સાવિત્રી યમરાજાના** પ્રતિ આજ પોતાના આત્મબળની પરિક્ષામાં સફળ થવાના **અભિલાષથી** અડગ પણે પ્રશ્ન પુછે છે. તે જોઈ **યમરાજા આશ્ચર્ય** ચકિત થઇ **સાવિત્રીના** તરફ મુખ ફેરવી ઉભા રહે છે અને **સાવિત્રીની** હિમ્મતનાં અંતઃકરણથી વખાણ કરતા કહે છે.

## મરાઠી સાખી.

અર્થ સહિત તુજ મધુર વચનથી પૂર્ણ પ્રસન્ન થયો હું,
સત્યવાનના જીવિત સિવાયે પ્રિય વર માગી લે તું;
હે વિનયવતિ, જા આશ્રમ તું ત્વરિત ગતિ. હે વિનય૦

**યમરાયે** પ્રસન્ન થઇ વરદાન માગવાનું કહેતાં **સાવિત્રી** વિચારવા લાગી. પતિના જીવન સિવાય બીજું માગવાનું કહે છે, તો તેપણ શા માટે નહિ માગવું. પતિના જીવિતને મેળવ્યા વગર તો હું પાછી ફરનારજ નથી. પરંતુ તેટલા સમયમાં **યમરાજા** તરફથી મળતાં બીજાં વરદાને શા માટે અફળ થવા દેવાં જોઇએ. એવો વિચાર કરી કહેવા લાગી.

## ગીતિ.

નેત્ર હીન મુજ **સસરો**, રાજય ભ્રષ્ટ થઈ વનમાં દુઃખ સહે;
થાય દેખતા આંખે, અગ્નિ સૂર્યના સરખું તેજ વધે.

પોતાના અંધ **સસરાની** આંખો સારી થવાનું વરદાન માગ્યું. **યમરાય** વરદાન આપતાં બોલ્યા.

## ભુજંગીવૃત્ત.

થશે એમ હે સાધવી પૂણ્યશાળી,
હવે આશ્રમે જા મહા ધર્મ વાળી;
ઘણે દૂર આ માર્ગમાં ચાલવાથી,
થશે તું દુઃખી સુંદરી થાકવાથી.

વરદાન તો મળ્યું; પણ પોતાની ઇષ્ટ વસ્તુ મેળવ્યા વગર **સાવિત્રી** પાછી જાય એમ ક્યાં હતી ? વળી પાછી **યમરાજા** પ્રતિ કહેવા લાગી.

## હરિગીત.

જતાં પતિ સાથે સતીને, થાક ના લાગે જરા,
સ્વામી તણા સહવાસમાં વસવા મ્હને ઇચ્છા સદા;
જયાં લઇ જશો મુજ નાથને ત્યાં મન વચનને કાયથી,
સંગે સદાય વસીશ હું, પળવાર દૂર રહીસ નહિં.

ક્ષણ એક પણ સજ્જન સમાગમ પૂર્ણ પૂણ્યે થાય છે.
પણ મિત્રતા સજ્જન તણી તેથી વિષેષ મનાય છે.
માટે કહે છે પંડિતો કરવી સદા સત્‌સંગતી,
સજ્જન સમાગમ કોટી કલ્પે અફળતો થાતો નથી.

આ પ્રમાણે ગુઢ અર્થવાળુ સાવિત્રીનું વચન શ્રવણ કરીને યમરાય પ્રસન્ન થતા કહેવા લાગ્યા.

**મંદાક્રાન્તા.**

હે રંભોરૂ તવ વચન જે; સત્યને યુક્તિવાળું,
લાગ્યું મ્હારે મન પ્રિય ખરે બુદ્ધિ ખિલવનારૂં;
તે માટે હે સતિ શિલવતી પ્રેમ લાવી કહું છું,
સ્વામી કેરા જીવિત વિણ તું માગી લે ઇષ્ટ બીજું.

યમરાયના કહેવાથી સાવિત્રી વિચાર કરી વરદાન માંગતાં બોલી.

**ગીતિ.**

રાજ્યપાટ સસરાનું, પૂર્વે હરણ કર્યું જે શત્રુએ,
પુનરપી પ્રાપ્તજ થાયે, સ્વધર્મ કેરો કદિ નવ ત્યાગ કરે.

યમરાય પ્રસન્ન થઇ વરદાન આપતાં કહે છે;

**હરિગીત.**

થોડા સમયમાં શ્વસુર ત્હારો રાજ્ય પાછું પામશે,
હે સાધવી હું સત્ય કહું છું, ધર્મવેત્તા તે થશે;
ઇચ્છા પ્રમાણે આપીને તુજને કરી કૃત કૃત્ય મ્હેં
પડશે પરિશ્રમ હે સતી, માટે વિચરતું આશ્રમે.

બે વરદાન મળ્યાં, પરંતુ પોતાના સ્વામી તો હજી યમરાયના પાશથી બંધાયલા છે, તો સાવિત્રીનું હૃદય કેમ પ્રસન્ન થાય? વળી યમરાયને કહેવા લાગી;

**હરિગીત.**

નિજ સ્વામિની સંગે જતાં સતિને પરિશ્રમ ના પડે.
સ્વામી વિનાનું સ્વર્ગ તે પણ નર્ક છે. મન માહરે;
સતિનું સગું કો છે નહિં સ્વામી વિના સંસારમાં,
સ્વામી વિનાનું જીવવું ધિક્કાર છે સંસારમાં.

હે દેવ સૌ જગને તમો રાખો નિયમ માંહી સદા,
કર્માનુસારે પ્રાણીને શીક્ષા કરો છો સર્વદા;
શિક્ષા કરીને કર્મનાં ફળ સર્વને આપો ત્હમે.
તેથી તમારૂં નામ તો **યમરાય** જગ વિખ્યાત છે.

મન કર્મ વચને કોઇનો પણ દ્રોહ તો કરવો નહિં;
કરવો અનુગ્રહ સર્વને મન વચન કર્મ વડે કરી;
એવો સનાતન ધર્મ છે પાળે યથાશક્તિ જનો,
પણ શરણ આવ્યા શત્રુને કરતા અનુગ્રહ સજ્જનો.

યુક્તિ યુક્ત શાસ્ત્રનાં પ્રમાણ સહિતનાં **સાવિત્રીનાં** મધુર વચન સાંભળી **યમરાય સાવિત્રીના** શાસ્ત્ર સંબંધીના જ્ઞાનનાં અંતઃકરણથી વખાણ કરવા લાગ્યા. અને પોતે પૂર્ણ પ્રસન્નતા પુર્વક કહેવા લાગ્યા.

### હરિગીત.

જેવું તૃષાતુર મનુષ્યને આનંદ પાણી આપતું,
તેવું મધુર અમૃત સમું તુજ વચન અંતર ઠારતું;
માટે ફરી તુજને કહું, હે સદાચારવતી સતી,
તુજ સ્વામિના જીવિત વિના વર માગ્ય બીજું મુજથી.

**સાવિત્રી** વરદાનનો અનુક્રમ ગોઠવતી મન સાથે વિચાર કરે છે. વૃદ્ધ સસરાની આંખો સારી થઇ. રાજપાટ પણ પાછું મળવાનું માંગ્યું. હવે મ્હારા પિતાનું હિત કરવું જોઇએ. એમ ધારી **યમરાય** પ્રતિ કહેવા લાગી.

### ગીતિ.

મુજ પિતુ **અશ્વપતિ** જે, અપુત્ર છે તે શત પુત્રો પામે;
એ વરદાન ચહુ છું. માત પિતા મુજ દુઃખ સકળ વામે,

**યમરાય સાવિત્રીનાં** મધુર વચનોથી પ્રસન્ન થઇ કહેવા લાગ્યા.

### માલિની વૃત્ત.

તુજ પિતુ ગૃહ થાશે પુત્ર સો પૂણ્યશાળી,
સકળ જગત માંહી વાધશે વંશ ભારી;

તુજ ઉર અભિલાષા પૂર્ણ થૈ છે મૃગાક્ષી,
સતિ અતિ દુર આવી, આશ્રમે જા તું પાછી.

**યમરાયે** વરદાન આપ્યું, પરંતુ **સાવિત્રી** તો **યમરાયની** પાછળ ચાલવાનું શરૂજ રાખે છે, અને કહે છે.

### મંદાક્રાન્તા.

ઉભી છું હું પતિ સમિપમાં તો પછી દૂર શાનું,
દોડે મ્હારૂં મન અહિં થકી દૂર હું એમ માનું;
સ્વામી કેરો વિરહ સતિના અંતરે ના ખમાયે,
થાતાં ઝાંખો શશિ કુમુદિની ખિન્ન થૈને બિડાયે.

**યમરાય!** પોત પોતાનું કર્તવ્ય પ્રાણી માત્રે બજાવવુંજ જોઇએ. નિરંતર આધીન થઈ છાયા રૂપે પતિને અનુસરવું એ શું સતિનો ધર્મ નથી ? આપ **ધર્મરાય** કહેવાઓછો અને ધર્મના અધિષ્ટાતા હોવાથી મ્હારૂં કર્તવ્ય બજાવવામાં આપે મ્હને સ્હાય કરવીજ જોઇએ.

### મરાઠી સાખી.

**વિવસ્વાનના** પુત્ર પ્રતાપી **વૈવસ્વત** છો સ્વામી,
પક્ષપાત તજી સકળ જગતનો ન્યાય કરો નિષ્કામી;
જગ વશ કરતા, ધર્મ સદા હૃદયે ધરતા. જગવશ૦

### શાર્દૂલ વિક્રીડિત.

રાખે પૂર્ણ પ્રતિતિ સજ્જન તણી, આ જગ્ત કેરા જનો,
માટે સજ્જનને સદા વિનવતા વિશ્વાસ રાખી ઘણો;
શત્રુ મિત્ર વિષે સદા સમપણું દર્શાવતા સજ્જનો,
યાચે સજ્જનને સદા વિનયથી, રાખી ભરોસો ખરો.

**॥ परोपकाराय सतां विभूतयः ॥** સજ્જનોનું ઐશ્વર્ય પારકાના ઉપકારને માટેજ છે." આપ સજ્જનોના 'અગ્રણી છો, અને આપનો પ્રતાપ ત્રૈલોકયમાં પ્રસરેલો છે; તો આપની યાચના કરવા મ્હારૂં મન વારંવાર પ્રેરાય છે. આપ યાચકની મનોકામનાઓ તૃપ્ત કરો એ આપના પ્રતાપને છાજે છે.

આવાં અમૃત સરખાં **સાવિત્રીનાં** વચનો શ્રવણ કરીને **યમરાયનું**

હૃદય વધારે પીગળી જાય છે, અને ઉત્તરોત્તર અધિક પ્રસન્ન થતા વળી પાછું **સાવિત્રીને** વરદાન માગવાનું કહે છે.

**વંશસ્થવૃત્ત.**

સુધા સમાં છે તુજ વાકય સુંદરી,
નથી સુણ્યાં મ્હેં તુજ વિણુ અન્યથી;
પતિ તણા જીવિત વિણુ મુજથી,
તું માગેં લે ઇષ્ટ કહું ખુશી થકી.

**યમરાય** દરેક વખતે સ્વામીના જીવિત સિવાય બીજુ ગમે તે માગવા માટે **સાવિત્રીને** કહે છે. **સાવિત્રીએ** પણ પોતાની માગણીનો ક્રમ એવો ગોઠવેલો છે, કે પોતાની સર્વ ઇષ્ટ કામનાઓ પૂર્ણ થાય. હવે ચોથુ વરદાન માગવાનો પ્રસંગ આવ્યો છે. **યમરાયને** પણ વચન પાશથી બાંધતી **સાવિત્રી** બોલી.

ગીતિ.

**સત્યવાનથી** મુજને, થાયે ગુણીયલ ઔરસ શત પુત્રો;
મમકુળ વૃદ્ધિ થાયે, એ માગુ તમ પાસે આજ **પ્રભો.**

ચરાચર વિશ્વનો ન્યાય કરનાર, સુબુદ્ધિના ભંડાર **ધર્મરાજ** આજ એક અબળાના વચનથી કેવા બંધાય છે? **સત્યાવાનનો** દેહ તો આ સમયે નીર્જીવ થઇ ભૂમિ ઉપર પડેલો છે. સુક્ષ્મદેહ **યમરાજાના** પાશમાં બંધાયેલો છે; જેથી **સત્યવાનથી સાવિત્રીને** સો પુત્ર થવા અસંભવિત છે. શું **સાવિત્રીનો** આ પેચ **યમરાય** સમજયા નહિ હોય? કદાચ સમજયા હશે; તો પણ ન સમજયા હોય તેમ બતાવી કહેવા લાગ્યા.

શાર્દૂલવિક્રીડિત.

હે બાળા ગુણવાન ધીર સુમતી સો પુત્ર ત્હારે થશે,
જેનાથી તુજ વંશ પૃથ્વિ તળમાં પ્રખ્યાતીને પામશે;
હે સૌજન્યવતી કર્યો વશ મ્હને સાચી પતિ ભક્તિથી,
થૈ છે પૂર્ણ પરિશ્રમે સિથિલ તું જા આશ્રમે શાન્તિથી.

**યમરાયે** ચોથું વરદાન પણ આપ્યું. પોતે સમજ્યા કે હવે **સાવિત્રી** ખુશીથી આશ્રમ પ્રતિ જશે. પરંતુ **યમરાય ! આજે સાવિત્રી** આપને માથાની મળી છે. તે પોતાનું ધારેલું પાર પાડયા સિવાય કદી પણ પાછી ફરનાર નથી. સાચા નિશ્ચયના આગળ કોઇ પણ એવી વસ્તુ નથી, કે જે ના મળી શકે. **નિશ્ચય અને પુરૂષપ્રયત્ન** આગળ કાર્યસિદ્ધિનાં દ્વાર હમેશાં ખુલ્લાંજ છે. પતિત પાવની **શ્રીગંગાજી** સ્વર્ગમાંથી પૃથ્વિ પર આવ્યાં, તે નિશ્ચયના બળનોજ પ્રતાપ. મહા પતિવ્રતા **સાવિત્રીનો** નિશ્ચય પણ તેજ પ્રકારનો હતો. પોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થયા સિવાય તે પાછી કેમ ફરે ? **યમરાયે** સો પુત્ર થવાનું વરદાન તો આપ્યું, પણ સ્વામી તો અચેતન શબવત્ પડેલા છે. તેઓનો આયુષ્ય પૂર્ણ થયેલો છે. છતાં પણ આયુષ્યની દોરી જેના હાથમાં છે, એવા **યમરાજ** પોતાના સન્મુખ ઉભા છે, તેમને પોતાનું વચન સત્ય કરવાની ખાતર **સાવિત્રી** કહે છે.

પદ ( કાલીંગડો. )

વચન કદી નવ ફરે, મહદ્ જન વચન કદી નવ ફરે;
મુખથી વચન વધુ તે પાળે, કલ્પાન્તે નવ ચળે. મહદ્ જન.
વચન માટ નિજ પ્રાણુ તણી, પણ પરવા કદી નવ ધરે,
આવે વિઘ્ન અનેક છતાં પણ તેથી દિલ નવ ડરે. મહદ્ જન.
વચન નભવતાં જરૂર પડે તો સૂરજ શીતળ કરે;
ચંદ્ર થકી અગ્નિ વરસાવે, કાળ ગતી ફેરવે. મહદ્ જન.
સ્થળ સ્થાને જળ કરે પલકમાં, સમુદ્રને સુકવે,
**વિધિના લેખ લખેલ લલાટે, તે પણ મિથ્યા કરે.** મહદ્ જન.

મહારાજ ! મહદ્ પુરૂષો જે વચન બોલે છે, તે પ્રાણાન્તે પણ પાળે છે. આપે મ્હને શત પુત્રો થવાનું વરદાન આપ્યું છે, છતાં સ્વામિનો આત્મા તો આપના બંધનમાં જોઉં છું. તો પછી સ્વામીને લીધા સિવાય હું આશ્રમે કેવી રીતે જઇ શકું ?

**હરિગીત.**

સન્નારી તો ક્ષણ વાર પણ પતિથી વિખૂટી રહે નહિં,
જળથી વિખૂટી માંછલી, ક્ષણ વાર દેહ ધરે નહી;

છાયા વિખૂટી કાયથી કોટી પ્રયત્ને થાય ના.
સુખ દુઃખમાં **સતિ**નારથી પતિ સંગને છોડાયના.

હવે તો **યમરાય** પણ થાકયા. **સતિ**નો દૃઢ નિશ્ચય જોઇને પોતે પ્રસન્ન થઇ પાંચમો વરદાન આપવા તૈયાર થયા.

**ત્રોટકવૃત્ત.**

તુજ વેણ હરે મન શીલવતી, મધુરાં વળિ યુક્તિ ભરેલ અતી;
મુજ અંતર પૂર્ણ પ્રફુલ્લ થતું, વર માગ્ય અનૂપમ ઇચ્છિત તું.
તુજ **ધર્મ** અખંડિત હે સુશિલે, તુજ પ્રેમ અખંડિત સ્વામિ પરે;
જગમાં સુચરિત્રવતી **સતિ** તું, વર માગ્ય અનૂપમ ઇચ્છિત તું.

**યમરાય** દરેક વખતે "તુજ સ્વામિના જીવિત વિના બીજુ" એ પ્રમાણે સરત કરી વરદાન માગવાનું કહેતા હતા; પરંતુ આ વખતે એવી સરત કરી નહી; અને "તારી ઇચ્છામાં આવે તેવો વર માગ્ય" આ પ્રમાણે કહેવામાં તેઓએ શું ભૂલ કરી હશે? ગમે તેમ હો, પરંતુ અત્યારે તેઓ પોતે પણ મહા સાધવી **સાવિત્રી**નો દૃઢ નિશ્ચય જોઇ મંત્રમુગ્ધ થયા હોય, તે પ્રમાણે સ્થિર ચિત્તથી **સાવિત્રી** શું માગે છે તે તરફ એક લક્ષથી જોઇ રહ્યા. **યમરાય**ની પ્રાર્થના કરતી **સાવિત્રી** કહેવા લાગીઃ—

**હરિગીત.**

આપ્યું મ્હને વરદાન, સ્વામી સંગથી પુત્રો થવા,
તે શી રીતે સાચું થશે, મુજ નાથના જીવ્યા વિના;
પતિના જીવિત વિણ મુજને સુખ ભોગની ઇચ્છા નથી,
માટે જીવાડો **નાથ** મ્હારા, એજ માગું આપથી.

બસ! હવે એજ છેલ્લું વરદાન માગું છું. હવે આપને વધારે શ્રમ નહિં આપું. મહારાજ આટલું વરદાન આપવા આપ બંધાયલા છો. માટે હું અબળા ઉપર કૃપા કરો; અને છેવટનું મ્હારૂં એટલું માગ્યું આપી પછી આપના સ્થાનકે સુખરૂપ સિધાવો.

**સાવિત્રીના** નિશ્ચયથી, તેની મધુર વાણીથી, અને તેના ધૈર્યથી તથા સાચા આત્મબળથી **યમરાયનું** ચિત્ત આશ્ચર્યચકિત થઈ ગયું હતું. હવે **સાવિત્રીએ** માગેલું વરદાન આપ્યા સિવાય **યમરાયનો** છુટ-કોજ નહોતો.

અહો! જ્યાં સ્ત્રી જાતીમાં આવાં રત્નો ઉત્પન્ન થાય, એ દેશ અને એ સમય કેવો હશે? લાખો વીર પુરૂષોના કરતાં..પણ વધારે હિમત આજે એક અબળાના હૃદયમાં કેવી પ્રકટી નીકળી છે? **યમરાજ** પાસેથી તો શું, પરંતુ સાક્ષાત **કાળના** પણ **કાળ** પાસેથી આ અલૌકિક શક્તિ પોતાની ઇચ્છા અનુસાર મેળવી શકવા સમર્થ છે. એજ નિશ્ચયનું બળ. **યમરાય** પણ પ્રસન્ન ચિત્તથી **સાવિત્રીની** મનોકામના પૂર્ણ કરવા કહે છે.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

હે સૌભાગ્યવતી અમીરસ સમી વાણી સુણી તાહરી,
છોડું છું દઢપાશથી તુજ પતિ જા આશ્રમે સાધવી;
પામ્યો છે શત ચાર વર્ષ લગીનું આયુષ્ય તારો પતી,
ઇચ્છા પૂર્ણ થશે તમો ઉભયની થાશે રૂડી સંતતી.

### ગીતિ.

સૌ વરદાનો ફળશે, અચળ કીર્તિ મેળવશે હે સુમતી,
એમ કહી તે સ્થળથી, **યમરાજા** વિચર્યા નિજ લોક પ્રતિ.

**સાવિત્રીની** મનોકામના સફળ કરી **યમરાજા** સ્વસ્થાને પધાર્યા. **સાવિત્રી** પોતાના સ્વામીના મૃત શરીર તરફ ઉતાવળી ગતિએ ચાલવા લાગી.

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

પામીને વર ઇષ્ટ સત્યસ્વરૂપા ચાલી ઉમંગે અતી,
સુતા છે નિજ નાથ શુન્ય થઇ ત્યાં, આવી ત્વરાથી અતી.
સ્વામીનું શિર હસ્તથી ઉચકીને, અંકે ધરી સુંદરી,
બેઠી તે નિજ વસ્ત્ર પાલવ વડે, વાયુ ધીમો નાંખતી.

**સ્વામી** તો લાંબી નિદ્રા લેવા સુતા હતા, પણ **સાવિત્રી** તેમને અત્યારથી એવી નિદ્રા લેવા દે તેમ નથી. હવે પ્રિયતમ જાગ્રત થવાજ જોઇએ; કેમકે તેમની નિદ્રાનો સમય હવે પુરો થઈ ગયો છે. આખા જગતની મુસાફરી કરી શ્રમિત થયેલા સવિતા નારાયણ પણ અસ્તાચળ ઉપર વિશ્રાંતી લેવાની તૈયારીમાં છે. માટે હવે જેમ બને તેમ સત્વર આશ્રમ તરફ જવું જોઇએ. સમય વ્યતિત થઈ જવાથી પ્રેમી માતાપિતા વાટ જોતાં હશે. આ પ્રમાણે વિચાર કરતી **સાવિત્રી** પતિને જાણે સહજ નિદ્રામાંથી જાગ્રત કરતી હોય, તેમ મધુર કંઠથી અમૃતધારા રેડવા લાગી.

પદ ( રાગ દેશ. )

જાગો પ્રિતમ પ્રાણાધાર નાથ નિદ્રા તજીરે. જાગો. ટેક
સમય વ્યતિત થયો છે સ્વામી, સૂર્ય થતો અસ્તાચળ ગામી;
સિંદુર વરણું નભ દેખાયે નાથજીરે. જાગો પ્રિતમ પ્રાણાધાર૦
જળમાં કમળ જણાય બિડાતાં, પંખી નિજ માળા પ્રતિ જાતાં;
ઉડગણની સંખ્યા નભમાં વધતી જતીરે. જાગો પ્રિતમ૦
દૃષ્ટિ દૂર જતી અટકે છે, પ્રાણિ નિશાચર દેખા દે છે;
આવે રજની ઘોર તિમિર વરસાવતીરે. જાગો પ્રિતમ૦

**સાવિત્રી**એ આ પ્રમાણે મનોહર આલાપથી આખા વનને ગજાવી મુકયું. જાણે વનભૂમિમાં નવું ચૈતન્ય રેડયું હોય, તેમ વૃક્ષોમાંથી, પૃથ્વિમાંથી, આકાશમાંથી અને વાતાવરણમાં એજ મંગળ ધ્વનિના તરંગો ઉછળવા લાગ્યા. અને તેની સાથેજ **સત્યવાન**ના અચેતન શરીરને જાણે કોઇ મોહિની મંત્ર લાગ્યો હોય, તેમ હાલવા ચાલવાની ક્રિયાનો આરંભ થયો.

મંદાક્રાન્તા.

એવે ત્યાં તો કમળ સરખાં નેત્ર ઉઘાડી પ્રેમે,
પત્નિ સામું અમિ નજરથી જોયું ત્યાં **સત્યવાને**;
જેવી ખીલે કુમુદિની રૂડા ચંદ્રનું દર્શ થાતાં,
વાધ્યો તેવો હરખ સતિના અંતરે તે સમે ત્યાં

ગુલાબની કળિના જેવા ખિડાયલા હોઠ ઉઘડયા. અને તેમાંથી શ્વેત પ્રભા નીકળી **સાવિત્રી**ના મુખઃ કમળ ઉપર છવાઈ રહી. પછી **સત્યવાન** ધીમા અને ગંભીર શબ્દો વડે **સાવિત્રી**ને કહેવા લાગ્યો.

**હરિગીત.**

હે **સુંદરી** બહુ સમય નિદ્રાધીન હું સુતો હતો,
ને વેદના થાતાં શરીરે પૂર્ણ પીડાતો હતો;
તે સમય દિવ્ય સ્વરૂપનો કો પુરૂષ અહિં આવ્યો હતો,
જાણે મ્હને દૃઢ બંધથી બાંધી લઇ જાતો હતો.

પતિનાં વચન સાંભળી **સાવિત્રી**નું હૃદય પ્રેમથી ઉભરાઇ જવા લાગ્યું; અને થોડી વાર અબોલ રહી. સ્વામીને સત્ય વાત નિવેદન કરવા માટે મૃદુ અવાજે પતિને સંબોધી કહેવા લાગી.

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

હે સ્વામી મુજ અંકમાં શિર ધરી સુતા તમે જે પળે
તે વેળા **યમરાય** ન્યાય ઉદધી આવ્યા હતા આ સ્થળે;
વેઠયો છે શ્રમ પૂર્ણ ક્રુર વિધિના યોગે તમે હે પતી,
વેરાયાં દુખ વાદળાં શિર થકી, વૃદ્ધો તણા પુણ્યથી.

પ્રિયાના વચન સાંભળી થોડીવાર તો **સત્યવાન** આશ્ચર્યમાં નિમગ્ન થઇ ગયો. શું **યમરાય** મ્હને લેઈ ગયા હતા? હું પાછો શી રીતે આવ્યો? તેઓ કયાં ગયા? મ્હને **યમ**ના પાશમાંથી કોણે છોડાવ્યો? ત્હેં શું **યમરાય**ને નજરથી જોયા? આપણે અત્યારે કયાં છીએ? શું આ સ્વપ્ન તો નથી? આ પ્રમાણે ઉપરા ઉપરી પ્રશ્નો **સત્યવાન** પુછવા લાગ્યો. **સાવિત્રી**એ અથથી ઇતિ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. આ સમયે સત્યવાનના અંતરમાં **સાવિત્રી** ઉપર કેવી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ હશે? તેનું વર્ણન કરવું અશકય છે. અહા! સતિ! તુંજ પતિનું જીવન છે. તુંજ મ્હારા નેત્રોની જયોતિ છે. તુંજ મ્હારા શરીર ઉપર અમૃતની રેડનારી અમૃતની દેવતા છે. તુંજ મ્હારૂં સર્વસ્વ છે. હું તને શું કહીને બોલાવું. મ્હારી પાસે અત્યારે એવી વાણી નથી, કે જેમાં હું ત્હેં કરેલા ઉપકારનું વર્ણન કરી શકું. મ્હારી

પાસે એવી કોઇ વસ્તુ નથી, કે જે હું ત્હને બદલામાં આપી શકું. મ્હારા અંતઃકરણમાં જેટલો પ્રેમ છે તેટલો પ્રેમ મ્હેં પ્રથમથીજ તને અર્પણ કરેલો છે, તેથી વધારે પ્રેમ પણ અર્પણ કરી શકતો નથી. ત્યારે હું ત્હને બીજું શું આપી ત્હારૂં પ્રિય કરૂં?

પતિએ પ્રસંશાના ઉદ્ગારો કાઢી પોતાનાં હદ ઉપરાંતનાં વખાણ કરેલાં સાંભળી શરમથી નિચું જોતી સાવિત્રી કહેવા લાગી.

પ્રાણનાથ! જરા શાન્ત થાઓ. આપને અથાગ પરિશ્રમ પડયો છે. મ્હને આપની અનન્ય દાસીને આવા હદ ઉપરાંત પ્રસંશાના શબ્દોથી સંબોધો છો તેને યોગ્ય આ આપની દાસી છેજ નહી. આ ક્ષુલ્લક દેહનો એટલો બધો અધિકાર નથી, કે જે આવું મહાભારત કામ કરી શકે. આપનો પોતાનો અને આપનાં પૂણ્યશાળી વડિલોનો પ્રતાપજ આવાં મહાન પરાક્રમો કરવાને સમર્થ છે. આપ પોતે પૂણ્ય મૂર્તિ છો. માતા પિતાની અનન્ય ભાવે સેવા કરો છો. તે પ્રતાપ પણ જેવો તેવો નથી. પ્રાણનાથ? આપના શ્રમિત શરીરને વિશ્રાંતી લેવાની ઘણીજ જરૂર છે, માટે આ દીન દાસીની પ્રાર્થના સ્વિકારી જરા મ્હારા ખોળામાં માથું રાખી આપના દેહને વિશ્રાન્તી આપશો.

**મંદાક્રાન્તા.**

ધીમે ધીમે તિમિર વધતું જાય છે રાત્રી કેરૂં,<br>
લાંબે પંથે અહિંથી વસમું આશ્રમે નાથ જાવું;<br>
થાકેલા છો પ્રિયપતિ ત્હમે, તેથી હું વિનવું છું,<br>
પ્રાતઃકાળે સુરજ ઉગતાં આશ્રમે સદ્ય જાશું.

પત્નિનાં રૂપાની ઘંટાઓના રણકાર જેવાં પ્રીતીયુક્ત વચનો શ્રવણ કરી સત્યવાન આનંદમાં નિમગ્ન થઇ ગયો. પરંતુ આશ્રમે જતાં વિલંબ થવાથી માતા પિતાની શું સ્થિતિ થશે, ત્હેનો વિચાર આવતાં પ્રિયાને કહેવા લાગ્યો.

**નારાચ છંદ.**

નથી પીડા હવે મ્હને શરીર મુજ સ્વસ્થ છે,<br>
પ્રિયા વિચાર માત તાતનો મ્હને થયાં કરે;

અતી અધીર તેહ છે, જરૂર દુઃખ પામશે,
નિશા વિતી ગયા છતાં ગયાં ન દેખી આશ્રમે.
કદી લગાર વાર જો થતી બીજે સ્થળે જતાં,
કરી ઉચાટ અંતરે અપાર દુઃખ પામતાં;
અરે મ્હને અને ત્હને ન દેખી શી દશા થશે,
ખરે ખની અધીર તે જરૂર પ્રાણ ત્યાગશે.

સુંદરી! જગતમાં માતા પિતાના જેવો પ્રેમ ક્યાં છે? ખરેખર! આજ આપણને આશ્રમે નહિ આવેલાં જાણીને માતા પિતા જરૂર પ્રાણ ત્યાગ કરી દેશે. જન્મથી આજ દિન સુધી એક રાત્રી પણ દૂર નહિ થયેલો એવો હું આજ માતા પિતાની સેવાથી વિમુખ થયો છું, એ ઓછા ખેદની વાત છે? પ્રિયા મ્હને માતા પિતા સંબંધીનો વિચાર ગભરાવી મુકે છે. અરે! રે! મ્હારાં વૃદ્ધ માતા પિતાની અત્યારે શી દશા હશે?

પતિનાં વચન સાંભળી **સાવિત્રી** વિનયપૂર્વક આશ્વાસન આપતી કહેવા લાગી. હે નાથ? આપ ચિંતાનો ત્યાગ કરી સ્વસ્થ થાઓ. જે પરમાત્માએ આજ આપણને મૃત્યુના ભયંકર મુખમાંથી ઉગારી લીધાં છે, તે શું આપણાં માતા પિતાને સ્હાય નહિં કરે? જરૂર સચરાચર વ્યાપક અંતર્યામી આપણા સત્ય સંકલ્પથી તેઓને સ્હાય થશેજ.

## ગીતિ.

ધૈર્ય ધરો પિયુ મ્હારા, હૃદય અમંગળ શંકા નવ સ્થાપો;
સ્મરણ કરો શ્રી હરિનું, પ્રણતપાલ તે હરશે પરિતાપો.

આ પ્રમાણે સ્વામીને આશ્વાસન આપતી સતિ **સાવિત્રી** પોતાના દૃઢ વિશ્વાસથી પ્રભુની પ્રાર્થના કરવા લાગી.

## હરિગીત.

હે દેવ મ્હેં દૃઢ ભક્તિથી, વ્રત નિયમ કીધાં હોય જો,
જપ તપ અને પતિ ચરણમાં પ્રીતી અખંડિત હોય જો;
વળી સત્યને પરમાર્થમાં જો ચિત્ત રાખ્યું હોય મ્હેં,
આનંદમાં મુજ શ્વસુર સાસુ આજ વસજો આશ્રમે.

સત્યવાન આજે પોતાની પત્નિના વચનનું કદી ઉલ્લંઘન કરી શકે એમ નહોતો. પ્રાણદાતા પ્રાણપ્રિયાને આધીન બની સત્યવાને તે રાત્રી તેજ અરણ્યમાં ગાળી. આખી રાત્રી માતા પિતાની પ્રેમાળ પ્રતિમાઓને હૃદયમાં પધરાવીને તેઓનું ચિંતન કરવામાંજ વિતાવી નિદ્રા દેવીને અવકાશ ન આપ્યો. માતા પિતાના વિયોગને લીધે એક રાત્રી પણ યુગ જેટલી લાંબી જણાવા લાગી.

પ્રાતઃકાળનો શીતળ મંદ અને સુવાસિત પવન વાવા લાગ્યો. રાત્રીનો અંધકાર વૃક્ષોની ઘટાઓમાં અને પર્વતોની કંદરાઓમાં ભરાવા લાગ્યો. આકાશમાં પ્રકાશતા સિતારાઓ એકેએક સંતાવા લાગ્યા. અને પૂર્વ દિશામાં અરૂણ સારથીએ લાલ ચાદરો બીછાવી ભગવાન્ સવિતા-નારાયણના માર્ગને સુશોભિત બનાવી દીધો. પંખિઓ માળામાંથી મધુર નાદ કરી વન ભુમીને ગજાવવા લાગ્યાં. એટલે સત્યવાન અને સાવિત્રી શ્રીહરિનું સ્મરણ કરી આશ્રમ તરફ ચાલવા લાગ્યાં. રસ્તે વિવિધ વાર્તાલાપ કરતાં પતિપત્નિ બન્ને આશ્રમની નિકટ આવી પહોંચ્યાં.

પુત્ર અને પુત્રવધુ રાત્રી પર્યંત ઘેર નહિં આવવાથી ધુમત્સેન રાજા તથા રાણી બન્ને ઘણાંજ અધીર બની ગયાં હતાં, પરંતુ ઇશ્વરી પ્રેરણાથી તેઓના અંતઃકરણમાં કોઇ પણ પ્રકારના અશુભ વિચારો ઉદ્ભવ્યા નહોતા; પ્રાતઃકાળમાં પાડોશના આશ્રમ વાસીઓની સાથે પુત્ર અને પુત્રવધુના સંબંધમાં પુછપરછ કરી રહ્યાં હતાં, તેજ પ્રસંગે સત્યવાન અને સાવિત્રી આશ્રમે આવી પહોંચ્યાં. પુત્ર અને પુત્રવધૂ આશ્રમમાં પ્રવેશ કરતાંજ અંધરાજાનાં નેત્રોમાં એકાએક દિવ્ય તેજ પ્રકટી નિકળ્યું. અને પુત્ર તથા પુત્રવધુને પોતાના નેત્રથી નિહાળી એકાએક આમ થવાનું કારણ જાણવા ઘણાજ ઉત્સુક થઇ રહ્યા. અહા! અત્યારે તેઓનું અંતઃકરણ કેટલું પ્રફુલ્લ થયું હશે ? પોતે નવો અવતાર પામ્યા હોય, અથવા કોઇ નવી સૃષ્ટિમાંજ આવ્યા હોય, તેમ આશ્ચર્યચકિત થઇ જાય તેમાં શું નવાઇ ?

ભેગા મળેલા આશ્રમ વાસિઓ, ધુમત્સેન રાજા આંખે દેખતા થયા, તથા સત્યવાન અને સાવિત્રી રાત્રે વનમાં રહ્યાં એ સંબંધે કંઇ દૈવી ચમત્કાર છે એમ માનવા લાગ્યા. સર્વે મળી વગડામાં શું હકિકત બની હતી તે ઘણાજ ઉત્સાહપૂર્વક સત્યવાન તથા સાવિત્રીને પુછવા લાગ્યા. સાવિત્રીએ સર્વની સમક્ષ પોતે અત્યાર સુધી જે વાત

ગુપ્ત રાખી હતી તે સર્વ કહેવા માંડી.

“જયારે મ્હેં સત્યવાન સાથે વરવાનો નિશ્ચય કર્યો, ત્યારે દેવર્ષિ નારદજીએ મ્હને પ્રથમથીજ ભવિષ્ય વાણી કહેલી હતી, કે મ્હારા પતિનું આયુષ્ય માત્ર એકજ વર્ષનું બાકી છે. આવું જાણ્યા છતાં મ્હેં કેવળ પરમાત્માના ઉપર આધાર રાખી, મનથી પણ જેને પોતાનો આત્મા અર્પણ કર્યો,તે બીજાને કેમ અર્પણ થઇ શકે ? આવો વિચાર કરી મ્હેં મ્હારો નિશ્ચય ફેરવ્યો નહી. અને લગ્ન સંબંધ થયા પછી મ્હારા હૃદયમાં ફક્ત એજ ચિંતાએ વાસ કરેલો હતો. હું દિવસો ગણી આવનાર આપત્તિને પહોંચી વળવા માટે બનતો પ્રયત્ન કરતી હતી, પરંતુ તે વાત ખુલ્લી થવાથી પરિણામમાં વિઘ્ન આવવાના ડરથી મ્હેં તે વાત ગુપ્ત રાખી હતી. ગઇ કાલે મ્હારા સ્વામીના સ્વર્ગવાસનોજ દિવસ હતો, તેથી તેમને વિખુટા મુકવા નહિ, એવા નિશ્ચયથી વનમાં સાથે ગઈ હતી; અને તેમની દશા તેજ મ્હારી દશા એવો મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો.”

વનમાં ગયા પછી જે જે વૃતાન્ત બન્યો હતો, તે સર્વ સાવિત્રીએ સર્વેની સમક્ષ આદ્યાન્ત કહી બતાવ્યો. આ હકિકત જયારે સર્વેના જાણ-વામાં આવી ત્યારે આશ્રમ વાસિઓના આશ્ચર્યનો પાર રહ્યો નહી; અને સાવિત્રીને સાક્ષાત દેવી સ્વરૂપ સમજી ત્હેના ચરણમાં સૌ વંદન કરવા લાગ્યા.

આ પ્રમાણે સર્વ આનંદમગ્ન થઇ રહેલાં છે, તેવામાં શાલ્વદેશ-માંથી રાજા દ્યુમત્સેનના રાજયના મંત્રીઓ અને અમિર ઉમરાવો તે સ્થળે આવી પહોચ્યા. અને હાથ જોડી કહેવા લાગ્યા, કે “મહારાજનો જયજયકાર હો ? જે શત્રુએ આપનો પરાભવ કરીને આપનું રાજ્ય હરી લીધું હતું, તે શત્રુ સર્વથા નાશ પામ્યો છે, અને રાજયાસન ખાલી થયેલું છે. માટે સર્વ પ્રજા એવી પ્રાર્થના કરે છે, કે આપ નગરમાં પધારી આપના સિંહાસનને દિપાવો. આપને માટે હય, રથ, હસ્તી આદી વાહનો તૈયાર કરી લાવ્યા છીએ. તેમાં આપ બિરાજી પુરમાં પધારો; અને સર્વ અનાથ પ્રજાને સનાથ બનાવી દેશનું રક્ષણ કરો.”

આમ ઉપરા ઉપરી આનંદના સમાચાર મળતાં સર્વનાં હૃદય આનંદના મહાસાગરની લહેરીઓમાં તરવા લાગ્યાં. પછી સચિવો અને

પ્રજાજનોએ આણેલાં વાહનોમાં બેસીને **ધુમત્સેન** રાજા પોતાના કુટુંબ સાથે રાજયધાની તરફ જવા લાગ્યા. પોતાના મહારાજાને પાછા આવેલા જોઇ પ્રજાજનોમાં અપાર હર્ષ વ્યાપેલો હતો. અને સર્વ જનો પોતાના રાજાનો સત્કાર કરવા સારૂ ઉત્સાહપૂર્વક નગ્રની બહાર આવેલા હતા. તેઓએ રાજાને સોના રૂપાનાં ફુલની વૃષ્ટિથી નવરાવી મુકયા. પ્રજાના જય ઘોષની ગર્જનાઓ થવા લાગી. અને મંગળ વાદ્યોના ધ્વનિથી દિશાઓ પુરાવા લાગી. સ્વારી નગ્રમાં દાખલ થતાં મકાનના ઝરૂખાઓમાં અને અગાશીઓમાં બેઠેલી નગ્રની યુવતિઓએ રાજય કુટુંબ ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા માંડી. સર્વ સ્વારી રાજય મંદિરે આવી પહોંચી. અને રાજાનો મોટી ધામધૂમ સાથે ફરીથી રાજયાભિષેક થયો. **સત્યવાનને** રાજાએ યુવરાજ સ્થાપ્યો. અને ઘેરઘેર આનંદ મંગળ વર્તી રહ્યાં.

**અશ્વપતિ** રાજાને દૂતદ્વારા આ શુભ સમાચાર પહોંચાડવામાં આવ્યા. તેઓ પણ પોતાની ચતુરંગિણી સેના લેઇ પોતાના વહેવાઇના અને પુત્રી જમાઇના આનંદમાં ભાગિદાર થવાને **શાલ્વદેશ** પ્રતિ પધાર્યા. પુત્રીએ પોતાના દઢ સંકલ્પથી ઉભય કુળના ગૌરવને વધાર્યું છે. એવું જાણી તેઓને જે આનંદ થયો હશે તેનું વર્ણન કરવાને માટે કોણ સમર્થ થઇ શકે તેમ છે ?

**સાવિત્રીનું** અદ્દભુત ચરિત્ર ઘેરે ઘેર અને દેશે દેશ ગવાવા લાગ્યું. અને સર્વ લોકો ત્હેને દેવી તુલ્ય માનવા લાગ્યા. સમય વહિ જતાં **સાવિત્રીને** અનુક્રમે **સો પુત્રો** થયા. **સાવિત્રીના** પિતાને પણ પુત્રોની પ્રાપ્તિ થઇ. એકંદર **યમરાજાનાં** સર્વ વરદાનો શબ્દશઃ ફળિભૂત થયાં.

**ધુમત્સેન** રાજાએ ઘણા વર્ષ રાજય કરીને પછી **સત્યવાનનો** રાજયાભિષેક. કરી પોતે જંગલમાં જઇ ઇશ્વર સ્તવનમાં પોતાનો સમય વ્યતિત કરવા લાગ્યા. **સત્યવાને** પોતાના પિતાના ગુણોને ધારણ કરીને પ્રજાને પરિપૂર્ણ સુખ આપવા માંડયું.

આ પ્રમાણે **સાવિત્રીનું ચરિત્ર શ્રી મહાભારતમાં મહર્ષિ વ્યાસ મૂનિએ વર્ણવ્યું છે. ભગવાન્ વ્યાસ મૂનિનાં** બનાવેલાં **પુરાણોમાં આવાં અનેક અદ્દભૂત** ચરિત્રો, અને બોધ **આપનારાં ઉત્તમ**

આખ્યાનો વર્ણવી જગતના ઉપર મહાન ઉપકારો કર્યાં છે. પરંતુ આપણે ત્હેમને ગપાટી ગણીયે છીએ. શીવ ! શીવ ! એ પણ કળિયુગનુંજ કૌતક !

**વ્યાસ મુનિનો** બનાવેલો એક પણ ગ્રંથ આપણે વાંચ્યો નથી, ને વાંચવા જેટલું આપણામાં જ્ઞાન નથી. તેમાંનો એક શ્લોક તો શું, પણ તે શ્લોકની એક પંક્તિ પણ સમજયા સિવાય આપણે કેવળ વિદ્વતાનો ડોળ ધારણ કરી પુરાણને ગપાટામાં ગણી કાઢીએ છીએ. અને **ભગવાન વ્યાસ મુનિને ઇશબનીતીના** બનાવનાર જેવા ગણી, જોડી કાડેલી વાર્તાઓના લખનાર જેટલી તેમની કિંમત આંકીયે છીએ. એક હલકામાં હલકી હીરાની કણી તો આપણે સ્વપ્નામાં પણ જોઇ નથી, અને મહા મૂલ્યવાન કોહીનૂરનાં આપણે છીદ્રો ખોળવા તૈયાર થઈએ છીએ. આપણા ધર્મના ગ્રંથોમાંથી **ઇંગ્રેજી, ફારસી, જર્મન**, વિગેરે જુદી જુદી ભાષાઓમાં તે તે દેશના પંડિતોએ ભાષાન્તર કરેલાં છે. અને તે વાંચીને આપણા ધર્મના ગ્રંથોને તે લોકો પુજ્યભાવથી માને છે. અને તેમાંનો બાધ ગ્રહણ કરે છે. ત્યારે આપણે પોતેજ આપણા ધર્મના ગ્રંથોને વાંચતા નથી, સમજતા નથી, અને તેમાં રહેલાં ઉંડાં રહસ્યોનો વિચાર કર્યા સિવાય ત્હેની નિંદા કરી ગપાટા ગણી હસી કાઢીએ છીએ, એ ઓછી શરમની વાત છે ?

મહા પતિવ્રતા **સાવિત્રીનું** ચરિત્ર આપણને શો બોધ આપે છે? નિશ્ચયનું બળ કેવું છે ? માતાપિતાની સેવાનો કેવો પ્રભાવ છે ? પતિવ્રતા સ્ત્રી પોતાના આત્મબળથી માતા પિતા, શ્વસુર સાસુ, અને સ્વામીને સંકટના સમુદ્રમાંથી કેવી રીતે તારી શકે છે ? તથા દુઃખમય સંસાસારમાં કેવું સુખમય જીવન પ્રાપ્ત કરી શકે છે ? આ સર્વ ઉપયોગી અને નિરંતર સ્મરણમાં રાખવા યોગ્ય, ઉપદેશ આપણને **સાવિત્રીના** ચરિત્રમાંથી શું નથી મળી શકતો ?

•

હવે અત્રે એક ઉપયોગી બાબતનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. આ ચરિત્રમાં જે ચમત્કાર વર્ણવેલા છે; તે શું સંભવિત છે ? શું મૃત્યુ પામેલો માણસ જીવતો થઇ શકે ? આ વિચારનો જો સંતોષકારક ખુલાસો મેળવવો હોય, તો આપણે આપણી લૌકિક દષ્ટિની પાર જઇ

તત્વ જ્ઞાનીની દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ. આપણી લૌકિક દૃષ્ટિ ઘણીજ સંકુચિત છે; તે આપણે કબુલ કરવુંજ પડશે. તે દૃષ્ટિથી આપણને જે પદાર્થો પ્રત્યક્ષ થાય છે, તેને આધારે જો આપણી વિચાર શક્તિને દોરીયે, તો બહારના બીજા સર્વ વિષયોનું આપણને જ્ઞાન થઇ શકેજ નહિં. તત્વ વેત્તાની દૃષ્ટિ વિશાળ હોય છે. માટે તત્વજ્ઞાનીઓનો અનુભવ જો આપણે તપાસી જોઇશું તો તેઓ આપણને કહેશે કે,

## શ્લોક.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

भ. गी.

હે અર્જુન ! પ્રાણી માત્રના અંતરમાં આત્મારૂપે જે બિરાજે છે, તે ઇશ્વર છે. છતાં અજ્ઞાની પ્રાણીઓને તે પોતાની માયાની ભ્રમજાળમાં નાંખીને ભમાવે છે; પણ જે પ્રાણીઓ હેની માયાથી પર થઇ પોતાનું સત્ય સ્વરૂપ ઓળખી શકે છે. તે પ્રાણીઓ પરમાત્માનો સાક્ષાત્કાર પોતાનાજ અંતરમાં કરી શકે છે. જેને આત્મસાક્ષાત્કાર થયો છે હેને કશું અલભ્ય છેજ નહિ. પોતાના ખરા સ્વરૂપને પ્રાપ્ત કરવાથી તે સર્વનો ઇશ છે, સર્વનો સ્વામી છે, સર્વનો આજ્ઞા કરનાર છે; અને તે સર્વથી શ્રેષ્ટ સત્તા ધારી છે. સૂર્ય અને ચંદ્રમાં રહેલો પ્રકાશ એ હેના નિરંતર ઝળકતા તેજની છાયા માત્ર છે. નિરંતર ગતિ કરતો પવન હેનાજ મહિમાનાં ગીતો ગાતો ફરે છે. નદિઓ અને સરોવરો, ઉપવનો અને અરણ્યો, પર્વતો અને મહાસાગરો, વસંત ૠતુમાં ખિલતાં રંગબેરંગી પલ્લવો અને પુષ્પો વિગેરે અખિલ બ્રહ્માંડ, આ સર્વ એનીજ વિભૂતી છે. હેના વિશ્વવ્યાપી મહિમાના એક અણું સરખાં છે.

મનુષ્યનું આયુષ્ય નિર્માણ કરનાર પણ એજ વિભૂતી છે. અને પોતાના સંકલ્પ માત્રથી અખિલ બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતી અને લય કરવો એ તેનીજ ઇચ્છાનું કાર્ય છે. સત્યવાન અલ્પાયુષિ છે, એમ જાણવા છતાં પણ સાવિત્રી આત્મદેવની પ્રેરણાથી આગ્રહ પૂર્વક નિશ્ચયને વળગી રહી, માટે હેની વૃત્તિઓ અંતરાત્મા સાથે તદાકાર હોવીજ

જોઈએ. સાવિત્રીની ઇચ્છા તે ત્હેની પોતાની ઇચ્છા નહિ, પણ પરમાત્માનીજ ઇચ્છા હતી. ત્હેનો આગ્રહ તે પરમાત્માનોજ આગ્રહ હતો. પછી ત્હેને મૃત્યુ શું કરી શકે તેમ હતું? યમરાય ત્હેના પતિનું જીવિત હરણ કરનાર કોણ માત્ર ?

આ પ્રમાણે આધ્યાત્મિક દૃષ્ટિથી આ ચમત્કારને આપણે સત્ય માની શકીએ. ભક્તિ અને ઉપાસના માર્ગની દૃષ્ટિથી જોતાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યા પ્રમાણે—

## શ્લોક.

**अनन्याश्चिन्तयन्तोमां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ।**

જેઓ અનન્ય ભાવે અર્થાત ભગવાનથી અન્ય કોઈ વિષયનું ધ્યાન નહિં કરતાં કેવળ પ્રભુનુંજ ચિંતન કરે છે, અને અંતઃકરણની તમામ વૃત્તિઓ પ્રભુપરાયણ રાખીને જેઓ તેમનીજ ઉપાસના કરે છે, એવા નિત્ય નિરંતર ભગવન્મય બનેલા ભક્ત જનોના યોગ એટલે નહિં મેળવેલી વસ્તુની પ્રાપ્તિ, અને ક્ષેમ એટલે મેળવેલી વસ્તુનું સંરક્ષણ કરવાનું કામ પ્રભુ પોતેજ કરે છે. સાવિત્રીને અનુરૂપ સ્વામી પણ ત્હેમણેજ મેળવી આપ્યો હતો. અને ત્હેના જીવિતનું રક્ષણ પણ ત્હેમણેજ કર્યું. એમ માનીએ તો પણ આ ચમત્કારની સત્યતા વિષે શંકા રહેતીજ નથી.

આ પ્રમાણે જ્ઞાન અને ભક્તિ બન્ને પ્રકારથી આ ચમત્કાર સત્ય હોવાનું સિદ્ધ થઇ શકે છે. પરંતુ વિષય વાસના અને મિથ્યા પ્રપંચમાંજ નિરંતર તદાકાર બનેલા જનોની દૃષ્ટિને અને આત્મ દૃષ્ટિને લાખો ગાઉનું અંતર છે. જેઓ પુરાણના કર્તાને શિરે મિથ્યા આરોપ મુકે છે તેઓ એમ જાણતા નથી, કે જ્યાં જ્યાં ધર્મ છે, ત્યાં ત્યાં પુરાણ પણ છે. દુનીઆનો કયો ધર્મ પુરાણ સિવાયનો છે? મહાન પેગમ્બર સાહેબનું ચરિત્ર શું ચમત્કારોથી ભરપુર નથી ? ઇશુખ્રિસ્ત અને મોઝીઝનાં ચરિત્રો જુઓ. ભગવાન્ બુદ્ધ તથા તિર્થંકરોની જીવન કથાઓ વાંચો. પૃથ્વિના સર્વ મહાન ધર્મોમાં ત્રણ બાબતો તો મુખ્યજ છે. એક તો

જ્ઞાન કાંડ, બીજો ઉપાસના અને કર્મકાંડ, અને ત્રીજું પુરાણ. જ્યારે બધા ધર્મોમાં પુરાણ છે; તો પછી આપણા હિન્દુ ધર્મમાં પુરાણ તેમને શા માટે ખુંચે છે ? કારણ માત્ર એજ હોવું જોઇએ, કે દૈવી ચરિત્રો વાંચી ત્હેનો ઉપદેશ ગ્રહણ કરવા જેટલી શક્તિ તેમનામાં નથી. આપણી બુદ્ધિની ન્યુનતાને લીધે આપણા પુર્વજોએ જગતના કલ્યાણ માટે લખેલાં અદ્‌ભૂત ચમત્કારોવાળાં પુરાણોના ઉપર આપણે અશ્રદ્ધા રાખીએ, એ આપણને કેટલું શરમ આપનારૂ છે. અસ્તુ.

હે પરમાત્મા ! અમારી અજ્ઞાન દ્દષ્ટિને વિષયો તરફથી ખેંચીને, ત્હારા દિવ્ય તેજના પ્રકાશથી પ્રકાશિત કરી ત્હારા તરફ દોરવ. અનેક જન્મના મલિન સંસ્કારોથી છવાઇ ગયેલા હમારા અંતઃકરણમાં ત્હારૂં સત્ય પ્રતિબિંબ પડી શકતું નથી. ત્હારી દિવ્ય વિભૂતી અમારાં મલીન અંતઃકરણો પવિત્ર કરવાને પ્રેર અને એકવાર ત્હારી વંદનીય વિભૂતીનાં હમને દર્શન કરાવ.

## પૂર્વપદ [ આશાવરી ]

વંદનિય વિભુ વિમળ વિભૂતી, અદ્‌ભૂત ત્હારી. વિભૂતિ૦ ટેક.

વિષનું અમૃત કરે પલકમાં ( **મીરાંબાઈને** ) અમૃત વિષકારી. (**અસુરોને**)

દાવાનળ શીતળ હિમ સરખા (**સુધન્વાને**) હિમ નાખે બાળી. (**કમળને**)

વિભૂતી૦ ૧

તૃણનો મેરૂ ( **ધ્રુવને** ) મેરૂનું તરણું (**રાવણને**) અકળકળા ધારી,

થાકીને તુજ ચરણ વિરમતી, વિકળમતિ મ્હારી. વિભૂતિ ૨

પ્રભુ ! હવે તો ત્હારેજ શરણે રાખ. સંસારના પરિતાપથી તપેલાઓને તુંજ શાન્તિ આપ. ભવસાગરમાં ડૂબી જતી હમારી જીવન નૌકાને તુજ કિનારે લાવ. એક વખત પ્રબળ પુરૂષાર્થથી, જ્ઞાનથી, અદ્‌ભૂત શૌર્ય અને પરાક્રમોથી પ્રખ્યાતી પામેલી પણ હાલમાં અનાથ બનેલી આર્ય પ્રજાનો તું ઉદ્ધાર કર.

થા..........જો ધર્મનો જય,

પરમ પુનીત આ **ભારત ભૂમિમાં** વર્તજો જયજયકાર. ટેક.

**સંપ** અને **સુખ સંપત્તિ** પામજો ઘર ઘર ને નરનાર,
**દ્વેષ** ને **ક્લેશ** નિઃશેષ નસાડીને ધારજો **ધર્મશ્રૃંગાર.** પરમ૦ ૧

**નીતિની** રીતિની નિર્મળ **પ્રીતીની** વરસજો અમૃતધાર,
નિત્ય **અસત્ય** કુપથ્ય ગણાઇને, **સત્યનો** થાજો સ્વિકાર. પરમ૦ ૨

**શ્રી રઘુવિર યુધિષ્ઠિર** જેવા, તો પૃથ્વીના પાલણહાર,
**ભીમ** અને **મહાવીર** સમા રણધીર તણા અવતાર. પરમ૦ ૩

**સીતા સાવિત્રી** ને **રાણી સુલોચના** જેવી પતિવ્રતા નાર,
**તારામતી દમયન્તી** ને **દ્રૌપદી** જન્મજો વારંવાર. પરમ૦ ૪

રિદ્ધિ ને સિદ્ધિ નવે નિધિ પામજો **ભારત** માતનાં બાળ,
દેશ વિદેશ હમેશ પ્રકાશજો કીર્તિનાં કિરણ અપાર. પરમ૦

ॐ शान्तिः ३.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૩ | ઉત્તીષ્ઠ | ઉદ્દિષ્ટ |
| ૪ | ૨૭ | एक | एके |
| ૫ | ૯ | પુનરકથી | પુંનરકથી |
| ૭ | ૧૮ | મુર્તિમની | મુર્તિમતી |
| ૮ | ૨૭ | તરૂણા | તરૂણ |
| ૧૦ | ૩૦ | પગવાળા | પગપાળા |
| ૧૧ | ૧૪ | પાતાંજલી | પાતંજલી |
| ૧૧ | ૧૯ | પૂર્વજો એ | પૂર્વજોએ |
| ૧૨ | ૩૦ | કૃતવ્ય | કર્તવ્ય |
| ૧૬ | ૨૫ | આગહ | આગ્રહ |

